વલા તત્તબેઉ ખોતોવાતિ શ્શયાતાને ઇન્નહુ લકુમ અદુવ્વ મ્મોબીન.

(અને તમે શેતાનને પગલે ચાલો નહિ. ખરેખર એ તમારો ખુલ્લો દુશ્મન છે.)

# અલ-કુરઆન

O. T.

3 NOV 1927

લેખક: "ઐન."

પ્રકાશક:—

વી. એમ. માણીયાવાલા.

આવૃતી પહેલી. નકલ ૧૦૦૦.

# MAGANLAL MOHANLAL.



**ધર્મ અને કોમીય દાઝઝ.**

**શેઠ મગનલાલભાઈ મોહનલાલ.**

ધી કાઠીયાવાડ દસ્માઈલી હિતેચ્છુ મંડળના પ્રમુખ.

# અર્પણ પત્રિકા.

——:o:——

**શેઠ મગનલાલ મોહનલાલ પ્રેસીડેન્ટ,**

કાઠીયાવાડ ઇસ્માઇલી હિતેચ્છુ મંડળ.

આપ માન્યવર, કન્યા કેળવણીના હિમાયતી અને કોમી કેળવણીની દિશાને પ્રગતીશીલ બનાવવા પોતાનું સમસ્ત જીવન અર્પનાર મરહુમ શેઠ મનજીભાઇ ગુલામહુસેનને પગલે ચાલી ધરમ, સાહિત્ય અને કોમી જીવનને લગતી જાહેર સેવાઓના કારયમાં અંતઃકરણપુરવક રસ લો છો એ વસ્તુતઃ અભિમાન લેવા જેવી બીના છે આપના ધરમ પ્રેમી હોવાનો આચારી દ્રષ્ટાંત તલસાણા, જમાતખાનામાં આપે દીધેલો ફાળો આપી રહયું છે. આપની કેળવણી પ્રિયતાની પ્રતિતિ બોટાદ બોર્ડીંગની મેનેજીંગ કમીટીના એક સભાસદ તરીકે જે ભાગ લઇ રહયા છો તેથી થય છે કાઠીયાવાડ ગુજરાતમાં થયેલા જલપ્રલયમાં માલઝાલાવાડના દુઃખી અને આફતમાં સપડાયેલા ભાઇઓને સહાય કરવાની આપની મુંબઇમાંની પ્રવૃતિ જાણીતી છે ઉપરાંત કાઠીયાવાડ ઇસ્માઇલી જનતાની ઉન્નતિના માટે સ્થાપાયલી કાઠીયાવાડ ઇસ્માઇલી હિતેચ્છુ મંડળના આપ પ્રમુખ છો મરહુમ શેઠ મનજીભાઇની યાદગાર કાયમ રાખવા અને મરહુમના પ્રિય વિષય અને જીવન કારય રૂપ કેળવણીને આગળ ધપાવવા ભાવનગર મુકામે એક બોર-

ડીંગની સ્થાપના કરવાની શુભ હીલચાલ અને પાંચ વિદ્યારથી-
ઓને પોતાને ખરચે ભણાવવાની આરથીક સ્હાયનું કારય
ખરેખર પ્રસંશનીય છે ઇસ્માઇલી ધરમ અને તેના પેશવા
આકાએ નામદાર મૈલાના હાઝર ઇમામ પ્રત્યે ફેલાવવામાં
આવત ગલીચ સાહિત્યના ઉત્તરરૂપ દંદાશિકન ઇસ્માઇલી સાહિત્ય
પ્રચારવાની આપની મહત્તમ ભાવનાએ ઉત્તમ છે અને એ સ-
ઘળા શુભ કાર્યોથી પ્રેરાઇ 'અલ-બુરહાન નામની મ્હારી અદના
કૃતિયે આપનીજ યશગાથી તરીકે સ્મરણીય રહે એવા ઉદ્દેશને
અનુલક્ષી અહેસાન અને પ્રેમની ઉંડી લાગણી સાથે અરપણ
કરતાં મને ખુશાલી ઉત્પન્ન થાય છે.

આપનો કૃપાભિલાષી,

સેવક,

"ઐન."

યા અલી મદદ.



# પ્રસ્તાવના.

——:o:——

હાલમાં કેટલોક સમયથી મી૦ ગૈન નામના ખોજા ઇસ્નાઅશરી લેખકે ઇસ્માઇલી ધર્મ અને તેના પેશવા આકાએ નામદાર મૌલાના હાઝર ઇમામ વિરૂધ્ધ ધર્મ વિવાદના નામે પોતાના અંતરના બખાળાઓ કાઢવા માંડયા છે જેમાં 'ઇસ્ના-અશરી સચ્ચાઇનો ડંકો' 'ઇસ્નાઅશરી સચ્ચાઇનો સિંહનાદ' તથા એવીજ કોટીના બીજા કેટલાક પેમ્ફલેટો છે.

'ઇસ્નાઅશરી સચ્ચાઇના સિંહનાદ' નામના પુસ્તકમાં તેના લેખક મી૦ ગૈને અતેરૂંજ કર્યું છે અને મુતાનો બચાવ કરવા જતાં નિયોગની ઇસ્માઇલી મીશને કદી નહીં માન્ય રાખેલી ક્રિયા તેના ઉપર ઠોકી બેસાડવા ગલીચ પ્રયાસ કર્યો છે એટલુંજ નહી પણ અન્ય પ્રકારે પણ તેમાં પુષ્કળ અતે-રાઓ કરવામાં આવ્યાં છે. મ્હારા મિત્ર મી૦ બચલે ઇસ્મા-ઇલી ધર્મ ઉપર કરવામાં આવેલા આક્ષેપો કેવા નિર્વાલ્ય છે અને ઇસ્નાઅશરી ધર્મનીજ ખુદ કેવી માન્યતાઓ છે એ જનતાને બતાવી આપવા 'અલ બુરહાન' નામથી એક પુસ્તક લખવાનો આરંભ કર્યો હતો. તે પુસ્તકનો હજી પુર્વેનો કેટલોક ભાગ લખાયો હતો એટલામાં પોતાની ડયુટીના અંગે તેમજ અન્ય કારણોને લઇ આ કાર્યની પુરતી કરવાનું તેઓએ મ્હારે શીરે નાખ્યું, જો કે એ વિષયમાં મ્હારો અનુભવ મ્હારા મિત્ર મી૦ બચલ જેટલો નથી છતાં પણ આવી અગત્યની

સેવા બજાવવાની મ્હને આવી રીતે અનાયાસે મળેલી તક એ કર્યે જતી કરવાની લાલસા હું થોભાવી શક્યો નહીં અને હર્ષભેર તે મ્હેં ઉપાડી લીધું, આજે તેના પરિણામ રૂપ પ્રગટ થયેલા 'અલ-બુરહાન'ની પ્રથમ આવૃતિ વાંચકોના કરકમલમાં મુકતાં મ્હને આનંદ થાય છે.

ગુજરાતી ભાષામાં આ મારો પ્રથમ પ્રયાસ હોવાથી વિષયને પુરતો ન્યાય આપી શક્યો ન હોય તો તે માટે વાંચકવર્ગની ક્ષમા યાચું છું અને એ ઉણપને લઇ કે પ્રુફ મીસ્ટેકો અથવા અન્ય ભુલચુક અજાણે આ પુસ્તકમાં રહેવા પામ્યા હોય તો તે પરત્વે લક્ષ નહિ ન કરતાં સારગ્રહણ કરી, મુળ અરથ દ્રષ્ટિમાં રાખવા હું વાંચકવર્ગને અપીલ કરૂં છું. અને તે સાથે એ પણ જણાવવાની રજા લઇશ કે વિવાદના મેદાનમાં એવી મીસ્ટેકો માટે પેટબળતરા કરી મુળ જવબોને ચાંઉ કરવાની અનિષ્ટનીતિ તેનો ઉત્તર આપનારા ઇસ્નાઅશરી લેખક નહી બતાવવામાંજ પોતાની આનદાની માનશે એવી ઉમેદ રાખું છું.

છેવટમાં જણાવવાનુ કે આ પુસ્તકમાં દર્શાવેલા ઇસ્માઇલી મુદ્દાઓ અને ઇસ્નાઅશરી દાવાઓના રદના લખાણનો ઉત્તર વ્યરથ, ધીંગાણા, ગાળગલોચ અને ભલતીજ દિશાએ ઉતરી પડી પોતાના ધારમીક મીશનની નબળાઇનો દેખાવ કર્યા વગર કાયાદુનીના કહેવાતા લેખક મહાશયો તરફથી પોતાના ધરમ સાહિત્યથીજ આપવા પ્રયાસ કરવામાં આવશે એવી આશા રાખું છું. જો ઇસ્નાઅશરી ધરમ સાહિત્યથી ઉત્તરો આપવામાં અંદરખાને રહેલું અઇસ્લામી તત્વ પ્રકાશમાં આવવાની તેઓને ભીતી હોય તો ઇસ્માઇલી ધરમ ઉપરે બેલગામ ટીકા પ્રહારો કરતાં તેઓએ અટકવું જોઇએ એટલી વિનંતી સાથે આ પ્રસ્તાવના પુર્ણ કરૂં છું.

ખાકસાર "બેન"

# અલ—બુરહાન.

## ઝીન્દે ઇસ્લામ.

**કુરઆન શરીફ**—(સુરએ આલે અમરાન ૧૬૯ આયત.)

**વલા તહસબન્નલ લઝીના કુતેલુ ફી સબી-**
**લિલાહે-અમવાતન બલ-અહયાઉન ઇન્દ રબ્બે-**
**હિમ યર્ઝકુના.**

અર્થઃ—જેઓ અલ્લાહના માર્ગે શહીદ થાય છે તેઓને મુર્દા નહીં સમજો, પણ તેઓ કે જીવતા છે અને તે અલ્લાહના પાસેથી રિઝક હાંસલ કરે છે.

આ વીસમી સદીનો જમાનો છે. જુના અનિષ્ટ તત્વોને તજી નવા બળવાન તત્વો ગ્રહણ કરાય છે. વ્યક્તિ ગત અને પ્રજાગત જીવન આપનારા તત્વો જગત ધારણ કરતુ ઉન્નતિના શિખર તરફ આગળ અને આગળ કુચ કરતું જાય છે યુરોપની સુધરેલી પ્રજાઓની સ્થિતિ વિષે તો કહેવાનું આગ્રેજ હોય પરંતુ તુર્કી ઇરાની અને અફઘાની જેવી મુસ્લિમ પ્રજાઓમાંયે ઉત્ક્રાંતિના બ્યુગલ ફુંકાતા જાય છે રાજકીય સામાજીક, સ્ત્રી વિષયક તથા તેથી આગળ વધી ધર્મના નામે જમાનાઓથી પોષણ મેળવતા આવેલા અકુદરતી અને અનિષ્ઠ તત્વોને સ્વધામ પહોંચાડવામાં આવે છે. સ્ત્રી સમાજનો દરજ્જો

સચવાતો જાય છે. શરીર બળવાન કરવા માટે મુસ્લિમ બાનુઓ આગળ વધે છે લડાયક સેવાઓમાં ભાગ લેવા નર્સની કેળવણી લેવા સેંકડો મુસ્લિમ મહિલાઓ બહાર પડી છે. એક વેળા યુરોપીય હથીયારો વર્જીત જેવા સમજાતા અને તેને લીધે મુસ્લિમ જગતને રાજકીય હાનીઓ વહોરી લેવી પડતી હતી. આ બધી અવનતિનું કારણ ધર્મના નામે અકુદરતી સાંકડા મતના રીવાજો હતા ઇરાની તુરકી અને અફઘાન પ્રજા પોતાની જાહોજલાલીનો નાશ કરનારા અને પડતીમાં આણનારા નબળા તત્વો રીવાજ રૂપમાં પ્રસરેલા હતા તેને ઓળખવા લાગી નવા જમાનાએ તેનો પરિચય કરાવ્યો છે આજે તેઓ તેને તજવા લાગ્યા છે એ તો તદ્દન ખરૂં જ છે કે મુરદાલ તત્વો કોઇ દહાડે પણ નવજીવન આપી શકતા નથી જીવનદાયી તત્વોથીજ જીવન મળે છે અને તેના લીધેજ ટકી રહી દીર્ઘાયુષ થાય છે.

મુસ્લિમ જગતની વર્તમાન સ્થિતિ આપણને 'મુરદાલ' અને 'જીવનનાં' તત્વોમાં કેટલો બધો ફરક છે તેનાં રહસ્યનું સ્ફોટન કરે છે નબળા ધારમીક વીચારોયે માનવ સમાજ ઉપર કેવી ખરાબ અસર કરી છે તે પણ આ દાખલા સ્પષ્ટ રીતે સમજી શકાય છે ધરમના અવવાનું કારણ આપણે તપાસી જોશું તો પણ એજ જણાશે કે પ્રાચિન તત્વો મુરદાલ થઇ ગયેલા હોય છે તેમાં જીવન જેવું કશું હોતુ નથી મુરદાલ તત્વોને લઇ પ્રજા મુરદાલ પણ રોગથી પીડાતી હોય છે હીદાયત આપતાં તેઓમાં જીવન આવી જાય છે અને એ જીવન પેલા કોહવાઇ ગયે । મુર્દાલ તત્વોનો નાશ કરી નાખે છે.

વૈદક નજરે જોઇએ તો પણ મુરદાલ ખોરાક મુરદાલજ લોહી પેદા કરે છે અને જીવન અરપનારા તંદુરસ્ત અને વીર્યસરના ખોરાકથી જીવન મળે છે ઇસ્લામે મુરદાલ માસ આવા કારણને લઇનેજ હરામ ઠરાવેલું છે. માનસિક પ્રદેશમાં પણ એક ખરાબ વિચાર મનમાં અનિષ્ટ વિચારોનું ઝહેરી વાતાવરણ ઉત્પન્ન કરે છે અને તેનું ઝહેર જેમ જેમ પ્રસરતું જાય છે તેમ તેમ માનસિક સ્વભાવ ખરાબ થતો જાય છે અને તેની અસર શરીર ઉપરે પણ થાય છે તેના વિરૂદ્ધ સારા વિચાર મનને પવિત્ર બનાવે છે અને તેથી શરીર ઉપર તે તત્વ પરિપક્વ થતાં સારી અસર કરે છે આજના માનસશાસ્ત્રીઓ આ વાત આપણને પ્રત્યક્ષ કરી દેખાડે છે સામાન્ય રીતે પણ તેની સત્યતા આપણે સમજી શકીએ છીએ 'મેન્ટલ હીલીંગ' ની વિધાતોનો તો તે આત્માજ છે.

જગત ઉપર સ્વતંત્રતાથી અને અધર્માંધતાથી વીચાર કરતાં આપણને સ્પષ્ટ રીતે જણાય છે કે, માનવ જીવનના વ્યકિતગત્ત સમાજીક માનસિક કે આત્મિક પ્રદેશમાં કુદરતનો એક મહાન સિધ્ધાંત કામ કરી રહેલો છે જે કુદરતના સિધ્ધાંત અનુકુલ પોતાના જીવનની નાવ ચલાવે છે તે પાર ઉતરી જાય છે અને તેનાથી ઉલટુ વરતન રાખનાર પોતાની ટુંકી પણ અમુલ્ય જીંદગી કંગાલતામાં પસાર કરે છે. અને આ જગતમા જો તેનો ફેરો અફળ જાય છે આ બે તત્વો, 'સુરદાલ' અને જીવન અર્પનારા તત્વો

છે આ લેખને મથાળે કુરઆને શરીફની પવીત્ર આયત આપવામાં આવી છે તેમાં અલ્લાહ ઇસ્લામીઓને 'જીવનના તત્વો ને ગ્રહણ કરી જીવન મેળવવાનો ઉપદેશ આપે છે બીજા શબ્દોમાં કહીએ તો જેઓએ જગતને જીવન આપવાને માટે પોતાના જીવતાં તત્વોથી છલોછલ ભરાયલો આત્મા સરજન હારને મારગે પોતાનો દેહ પાડી નાખી છે તે કદીએ મરતો નથી જગતને જીવન આપનારને અલ્લાહ હમેશાનું અમર જીવન આપે છે આ આયત અનુસાર 'જીવનનોજ અનુમોદક અને પ્રસંશક છે. જીવનધારીઓની તે પ્રસંશા કરે છે અને તે કારણેજ શહીદોના મરતબા બુલંદ છે. ઇમામ હુસેન (આ૦) પણ મુરદાલ તત્વોના આવરણથી આથળાતા ઇસ્લામને જીવન આપવા શહીદ થયા પરંતુ, તેમના જીવનના ઉદ્દેશને આ ફીલોસોફી નહીં સમજનારા અજ્ઞાન અને અંધશ્રદ્ધાળુ માણસો તેમના વીરતાભર્યા, જીવન પ્રેરક સ્મરણથી પોતામાં જીવન ઉત્પન્ન કરવાના બદલે રડયા કુટવાની પ્રથાને ધર્મ માની મુરદાલ તત્વોની આ કાંક્ષા કરવાને ધર્મ માની લીધો સાધારણ રીતે પણ ઇસ્લામ તેને પુષ્ટી આપતો નથી. જીવનના માટે જેઓ માર્યા જાય છે, તેઓના માટે વિલાપ હોતો નથી પણ તેના પવિત્ર સ્મરણથી જીવન ઉત્પન્ન કરવાનું શીખવાનું હોય છે જગતનો ઇતિહાસ આપણા કે પુષ્કળ એવા દ્રષ્ટાંતો રજુ કરે છે જેઓ પોતાના દેશ, ધર્મ અને હકકોની રક્ષા માટે માર્યા ગયા છે. જીવતાં બાળી નખાયા છે છતાં પોતાના પ્રજાને, જગતના જીવાત્માઓને જીવન આપવા ખાતર પોતાનો દેહ પાડી અમર નામના

મેળવી ગયા છે, થર્મોપલીની લડાઇમાં પ્રાણુ અર્પનાર લીઓની ડોસ અને તેના સાથીઓની વીરતાની કોણુ પ્રસંશા નહીં કરે? કયા પુરૂષના દિલમાં આ વૃતાંત જીવનની એક લ્હેર નહીં આપે? સોક્રેટીસ નામના તત્વજ્ઞાની તો દેહ પતન પછીના અમરતાના સિધ્ધાંતમાં તેને એટલી બધી શ્રધ્ધા હતી કે તેણે પોતાના જીવન પ્રેરક તત્વ ફીલોસોફીનો ઉપદેશ ચાલુ રાખ્યો. મરણુ પછી ડગ્યો નહી તેના ઉપર બ્હાનાઓ ઉભા કરી કેસો ચલાવવામાં આવ્યા અને અંતે ઝહેર પીવાની ફરજ પાડવામાં આવી છતાં તે હસ્તે મુખે ઝહેરનેયે પી ગયો અને અમર બન્યો. જગત તેના માટે રડતું કકળાતુ નથી તેની વીરતા અમરત્વના સિદ્ધાંત અને ટેકની પ્રસંશા કરે છે તેની સ્મૃતિ જીવન તત્વના ચાહકોમાં જીવનની શિતળાતા રેડી જાય છે. ઇસ્લામ પાક દિન ઇસ્લામ માટે પણુ લાખો ઇસ્લામીઓએ પોતાના જીવનના બળી ચઢાવ્યા અને આજે તેઓના ધરમતત્વથી રંગાયલા લોહીથી તે જગતમાં આજના વૃધ્ધીગત સ્વરૂપમાં આપણે જોઇએ છીએ સમાજ લોર્ડ મેકોલે નામના એક વિદ્વાન અને રાજ્યધારી નરે કહ્યું છે કે 'શહીદોનું ખુન એ ચર્ચનો પાયો છે આ બધા દાખલાઓ ઇતિહાસના રેકોર્ડો આપણુને બતાવી આપે છે કે શહીદોના સ્મરણુથી પ્રજાને જીવન મળતું રહે છે તેના પાછળ વિલાપ કરવાથી રડવા કુટવાથી શહીદોએ પોતાના પ્રાણુના ભોગે વરેલા ઉત્તમ તત્વો પણુ અફળ જાય છે આ પ્રજાના જીવન અને મરણુની ફીલાસોફી છે આંખો ખોલીને પોતાના હિતાહિત માટે જુઓ મુરદાલ તત્વોનુ' નિકંદન કાઢી જીવન

હાયી તત્વો ગ્રહણુ કરી પોતાની ઉન્નતિ કરતા જાઓ

ઇસ્માઇલીઓના દ્રષ્ટિ બિંદુમાં આ ફીલોસોફી છે તેઓ હઝરત ઇમામ હુસેન (અ૦) ને અધાપી જીવતાં અને અમર સમજે છે તેથીજ તેઓ રડવા કુટવા કાળા કપડા પહેરવા વીગેરેને ખુદ શહીદ પુરૂષનું અપમાન કરનાર ગણે છે ઇસ્માઇલી ધરમ જીવન અરપનારા તત્વોમાં માને છે દરેક જમાનામાં ઇમામના હાઝર હોવાની માન્યતા પણ એજ જીવતાં તત્વોની ફીલોસોફી છે જયાં સુધી નદી વહેતી હોય છે ત્યાં સુધી પાણીમાં બગાડ થતો નથી પ્રવાહ અટકતા તેમાં કોહવાટ ઉત્પન્ન થાય છે ઝકિકે એને અનુલક્ક્ષી કહ્યું છે.

### કે બુરીસાદકી ચાહીહયમંદ માની મે.

ઇસ્લામના શહાદત અને કુરબાનીના સિધ્ધાંતોનું પે એજ હાફદ છે બકરી ઇદ માત્ર પ્રાણીઓના વધકરી સારા સારા ખાણા જમવામાંજ નથી તે માટે પણ કહયું છે.” મને પ્રાણીઓનું લોહી ને માસ પ્હોંચતું નથી પણ તમારી પરહેઝગાહી પ્હોંચે છે આ કલામે શરીફની આયતમાં પણ જીવતાં તત્વોની ગુણદરશન જોવામાં આવે છે ઇસ્માઇલીઓ જીવતાં તત્વ, જાગતી જોતને માનનાર અને પરસ્તી કરનારા છે એ સિવાય ફેલાવવામાં આવતા ગુલબાનોમાં વજુદ નથી અને તેની તેઓ દરકાર પણ કરતા નથી.

વસ્તુસ્થિતીનું પરિવર્તન તેજ એક મરણુ ભાસ છે, તે સ્થિત્યંતર છે. નાશ નથી. માનવના જન્મ સામગ્રીમાંના પ્રત્યેક તત્વો અવિનાશી છે. તે તેના મરણુ પછી પણ વિભગ્ત વિનાશી રહે છે. પણ તે તેવી સ્થિતિમાં રહે છે તે માટે જે

લોકોએ વિચાર કરેલ નથી તેઓ તેની મહત્વતા જાણતા નથી. તેઓ મરણને એક ભયકારક સ્થિતી માને છે અને તેનું ખરૂં કારણ તો તેઓની અજ્ઞાનતાજ ગણાય કોઇ કોઇ વખતે તો સમજુ માણસ તે અજ્ઞાનીઓ મરેલાઓ પા[illegible]
વર્તાવે છે. રોવે છે પીટે છે અને છાતી[illegible]
બધું તેઓ સારી રીતે સમજે છે [illegible]
માણસ પાછો આવવાનો નથી. છતાં[illegible]
અથવા તો જુની ચાલતી આવે[illegible]
કરવા લલચાય છે અને એક પ્રકા[illegible]
તે એટલા હદ સુધી કે કોઇન[illegible]
હોય તો અમુક મજુરી આપી[illegible]
માટેજ આમત્રે છે. આ રૂઢી[illegible]
તાનું અંગ છે પણ અમોને [illegible]
અફસોસ થાય છે કે દીને [illegible]
ધરાવે છે કે ઉપર પ્રમાણે રોવું, [illegible]નો અંગ
સમજી જગતને પણ તેવાંજ અજ્ઞ[illegible] ખાડામાં નાંખવાનો કુટિલ પ્રયત્ન કરી રહ્યા છે. તેઓના ધારણ કરેલ ઇસ્લામના નામથી ઓળખાવી નુરે ઇસ્લામના પ્રકાશનો એક વખત અનુભવ લઇ પાછા અંધકારના ખાડામાં તેઓ પડે તેવાઓપર કયો ઇસ્લામી દયા ન લાવે! દીને ઇસ્લામના ફિદાઇઓ મરણને આનંદથી વધાવી લે છે, તેઓને મરણ સમયનો ભય હોતો નથી. કારણ તેઓ મરણની ઉંચા દરજ્જાની ફિલસુફીથી તે સંધિકાળને કર્તવ્ય પુરતીની શુભ ઘડી સમજી હસતે મોહડે આ ફાની દુનિયાને તજે છે. આ વાત એક સાધારણ અક્કલ

ધરાવતો માણુસ પણ જાણે છે છતાં જેઓ અજ્ઞાન હોય છે, આ ફાની દુનિયાનાં મોહ જાળમાંજ ફસી રહેલો છે, તેઓ તો જો કદાચ આ વાત જાણતા હોય તોપણ વહિવાટ અને હઠ ધર્મીથી તેમ કરવા તય્યાર થાય છે એક વાત આપણે એ

જોઇએ કે શું આ અજ્ઞાનોધતાનુંજ પરિ-

ભાવિક સ્થિતી છે, પણ ખરૂં જોતા

તે દોરવનાર અંધ વિશ્વાસ અથવા

નું કાંઇ નથી. કારણ આપણે આ

છીએ કે જેઓ મરેલાઓના

પડોશીઓ સમજાવનારા પણ

ીરજ દેવા ઘણે ભાગે એવા

ી રાખો જે થવાનું હતું તે

પાછો આવવાનો છે. નકામા

દેશો છાના રહો." એવી

ત્યાં જોવામાં આવે છે તો શું

તેઓના પડોશ... અને અકકલનો ઠેકેદાર હોય છે? પણ તેમ ખાસ નથી કારણું તેઓપર જયારે તેઓજ વખત આવે છે, ત્યારે તેઓ પણ રડવા, કુટવા તથા ચીંથરા ફાડવા તૈયાર થઇ જાય છે. જો વસ્તુ સ્થિતી એમજ છે તો પછી અજ્ઞાનતા અને આંધળાપણુંજ નહીં તો તે સિવાય બીજું શું હોય શકે અર્થાંત નકકી થયું કે જયારે માણુસ અજ્ઞા-નતાને આધીન થઇ તેમાં આંધળો બને છે તેવી સ્થિતીમાંજ એવાં અથવા એથી ભયંકર તેમજ શૈતાની કૃત્યો પણ કરી શકે છે એવાં બધાં કૃત્યોનું જન્મ સ્થાન ઉપર જણાવ્યા પ્ર-

માણે એકજ છે. ત્યારે આપણે વિચાર કરિયે કે રડવું, કુટવું એ શું સજ્જનોનું કામ છે? શું જ્ઞાનિયો તેમ કરવામાં આનંદ માને છે? શું તેથી કાંઇ ફાયદો છે અથવા તેમ કરવાથી રૂહને આનંદ થાય છે? એટલું સમજ્યાં પછી જેઓ માનુષતાથી છુટા પડયા નથી એવા સાધારણ મનુષ્યો પણ એનો જવાબ નકારમાંજ આપશે તો પછી એથી વિરૂધ્ધ વર્ત્તનાર અજ્ઞાની (મુર્ખ) માણુસ સિવાય બીજો કોણ હોઇ શકે.

અમારા ઇસનાએશરી ભાઇઓની દશા એવાજ વીચીત્ર પ્રકારની થઇ પડી છે અને અમારો તેઓને જીવતાં તત્વો સમજાવાનોજ પવીત્ર આશય છે મહોરમના બારામાં તાબુત, કાળા વસ્ત્રો ઝુલઝનાહ અને એવી બીજી વસ્તુઓ ઇસ્લામી વીદ્વાનોએ પણ ધરમ નજરે વરજીત ઠરાવી છે અને તે માટે પ્રતિ વરષે મહોરમ માસ બેસતાં ઉલમાઓના ફતવાઓ પ્રગટ થાય છે એટલુંજ નહીં પણ મહોરમમાં ધુસી ગયેલા આ અઇસ્લામી રીવાજો માટે સુધરેલા વીચારના ઇસનાઅશરી આલેમો પણ વીરૂધ્ધ વિચારો ધરાવે છે પણ અજ્ઞાનતાના રોહમાં ઘસડાતા જતા મોટા સમુહની બ્હીકે તેમને આ સત્યતા દબાવવી પડે છે.

ઇસનાઅશરીયો જાહેરમાં ઇસ્માઇલીઓને ઇમામ હુસેનના (આ.) દુશ્મન ચીતરવાવાનો, નિંદાપાત્ર પ્રયાસ કરે છે. એ તો તદ્દન ખરૂંજ છે કે એક નબળો માણુસ જયારે પોતાથી બળવતર માન્યતા અને આચાર વિચારવાળાને પહોંચી શકતો નથી ત્યારે તેની નિંદા કરવા મંડી પડી છે

અને તેમ કરવામાં પોતાના મનની નબળાઇ સીવાય અન્ય કૈ કરતો નથી.

ઇસ્માઇલી મઝહબનો પાયો મારફત ઉપર છે આ રડવું કુટવું કાલા કપડા પેહરવા વગેરે વગેરે ક્રિયાઓ કરી નબળા બની પોતાના જીવતા તત્વને મુરદાર બનાવતા નથી કારણુ કે ઇસ્લામના લીડરોએ પણ એજ હીદાયત કીધી છે. આ સ્થળે અમો ઇસ્નાઅશરીઓનાં માન્યવર લખાતાં આલેમોનાં વચનો ઉપરથીજ રડવા કુટવા વિગેરે કીયાઓ તેમના ધરમથી વરજીત છે કે નહિ, તેનું નિરાકરણ કરવા, થોડાંક કોલો અમે આપ્યાં છે.

## કીતાબ કુલેની જીલદ બીજામાં સ. ૨૦૬.

૧ રસુલે ખુદા સ. અ. ફરમાવ્યું છે કે દરએક મુસલમાન કોઇ પણ મુસીબતમાં સપડાઇ જાય તે વખતે પોતાની જાંગ ઉપર હાથે નહી મારે. એમ કરવાથી તેઓના નેક આઅમાલ બરબાદ થઇ જેવાના છે અને તેઓના જીવતા તત્વ મુરદાર થઈ નબળો પડી જાય છે.

૨. એજ મજકુર કીતાબનાં પા. ૨૨૨ ઇમામ ઝઇનુલ આબદીન અ. સ. એ ફરમાવ્યું છે કે કોઇને આંખુમાંથી આંસુ નીકલે તેટલુ રડવું નહી કારણુ કે તેથી તમારૂં દીલ નબળું પડી જાય છે.

## મનલા યહજરલ ફીકાહ નામક કિતાબની સનદ ઉપરથી.

૩ **મનલા યહજરલ ફીકાહમા** લખેલ છે કે ઇમામ જાફર સાદક અ. સ. ને એક સાયલે સવાલ કર્યો કે બાઇઓ

કાળાં કપડા પહેરી ઇબાદત કરી શકે છે કે નહિં ? જવાબમાં ઇમામ જાફર સાદક અ. સ. એ ફરમાવ્યું કે કાળાં કપડાંનો પહેરવાસ દોજખીઓનો છે અને એજ પ્રમાણે અમીરૂલ મોમનીન અ. સ. તથા હજરત મહમદ મુસ્તફા રસુલ સ. અ. સ. એ પોતાના અસહાબીઓ (મીજલસમાં બેસનારાઓ) ને ફરમાવ્યું કે કાળા કપડાં નહિં પહેરો કારણકે કાળાં કપડાંનો પોશાક ફીરઓનનો છે.

૪ કીતાબ મનલા યહજરૂલ ફીકાહનો પાના ૫૬ માં લખેલું છે કે, ઇમામ મહામદ બાકરે ફરમાવ્યું છે કે મરી ગએલ અથવા શહીદ થએલ માણસ ઉપર ફકત ત્રણ દીવસ સુધી દીલગીર થવું જોઇએ, વધારે વખત રડવું અને કુટવું તે પોતાના આ અમાલને બરબાદ કરવા બરાબર છે.

આ ઉપરથી સીધ્ધ થાય છે કે ઇમામ હુસેનની શહાદતનો ફકત રડવા કુટવા કાલા કપડા પેહરવાથી વ્યકત થતો નથી પણ આ શાહદત ઇસલામને ઝીંદેહ રાખવા માટે મુરદાર તત્વોને સજીવન કરવા માટે છે.

**બૈત,**

**દીં હસત હુશેન દીં પનાહ હસ્ત હુસેન,**
**શાહ હસત હુશેન શાહ પનાહ હસ્ત હુસેન;**
**સરદાદ ન દાદ દસ્ત દર દસ્ત યઝીદ,**
**હકા કે બીનાયે લાઇલાહ ઇલા હસ્ત હુસેન**



# નાઅરે અસદુલ્લાહ.



**પરતવે નેકાં ન ગીરદ હરકે બુનિયાદશ બદસ્ત,**
**તરબિયત નાઅહેલરા ચું ગિરદગાંબર ગુમ્બદસ્ત.**

ભાવાર્થઃ—જેઓની બુનિયાદ ખરાબ છે, તેઓના દિલ ઉપર સારા માણસોની શિખામણ અસર કરતી નથી. તેની મિસાલ એ છે કે જે પ્રમાણે કોઇ ગુંમ્બજ પર ગેંદ ફેંકતે ત્યાં ઠરી ઠામે શકતો નથી.

ઘણો વખત વિતી ગયો છે અને તે દરમિયાને "ગૈન" નામનો એક ખોજા ઇસ્નાઅશરી લેખક પવિત્ર ઇસ્માઇલી મજહબપર એતરાજ કરે છે. તેના પ્રત્યુત્તરમાં દરેક વખતે કે. એચ. સિન્ધીએ તેઓને વિવેકથી અને દાખલા દલીલો સાથે જવાબ આપેલ છે કે તેઓ માણસાઇથી સમજી શકશે પણ અફસોસ કે તેઓની માન્યતાના ધારામાં જે સવાલો કરવામાં આવ્યો તેના તેઓ હજી સુધી જવાબ દઇ શક્યા નથી માત્ર ફોકટ સત્ય વગરની વાતોથી એ લેખક કાગળો કાળા કરતો દેખાય છે.

પહેલા પણ એજ પ્રમાણે મી. કાબા તથા તાબુત ટોળાના આગેવાન ખૈરૂઝાકરીન મૌલાના હાજી ગુલામઅલી

સાહેબ પણ ઇસ્લામની મઝહબપર એવાંજ એતરાજો કરતા આવ્યા છે તેમ નુરે હિદાયતના એડીટર સાહેબે પણ એ બાબતમાં પોતાની (અ) વિદ્વતા બતાવવામાં કચાસ રાખી નથી. એવી હાલતમાં કેમ્બ્રીજ મિશનરી વરતેણુ તરફથી તેઓએ તેઓની શંકાઓનું નિર્મુલન કરી આ જવાબ લખાથી ધાર્મિક સાહિત્યમાં પ્રગતી થઇ છે.

હાલમાં મી. જૈન તરફથી ઇસ્નાઅશરી સમ્યાઇનો સિંહનાદ" નામનું પુસ્તક બીહેર પાડવામાં આવેલ છે કે જેણે પોતાની અણસમજુ હાલતમાં મી૦ દમ્યાઇ ભાઓના લેખપર અણઘટતી અને બેલગામ ટીકા કરવાના ઉદ્દેશથી ઉપર જણાવેલ કીતાબના એકંદરે લગભગ ૨૫૦ પાના ચિતરી કહાડયા છે ખરેખર અમોને તો એવણ ભાઇની અજ્ઞાન દશામાં થએલ ઉન્ધતાઇની ઉપર દયાજ આવે છે ફારસી ભાષામાં એક કવી કહે છે.

## બૈત.

### ખુદરા ફેઝીહત દિગરરા નસીહત.

એટલે પોતાના ઘરમાં તો કચરાના ઢગલાઓ પડેલ હોય પણ તેને કાઢવાની કોશીશ ન કરતા બીજાઓને સ્વચ્છતાનો ઉપદેશ કરે અને તેઓના ઘરોમાં ઝાડુ કાઢવા જાય એ પણ આજની વીસમી સદીની વિચિત્રતા નહિ તો શું !

અમારા અજ્ઞાનભાઇ મી૦ જૈન તથા તેમના જેવાજ કહેવાતા ખોજા ઇસ્નાઅશરી લેખકોએ સરફે ઇસ્લામ સાઇફે

ઇસ્લામ, ધુવાધતીંગ દપંજુ આદિ કચરાની ટોપલીને લાયકના પેમ્ફલેટો કે લેખો પ્રગટ કરાવી જનતાની નજરમાં પોતાનેજ હાંસીપાત્ર બનાવ્યા છે તો એ ભાઇઓ હમો દયાભાવ હોયજ. એ ભાઇઓ એટલું પણ ધ્યાન ન રાખી શક્યા કે આ ચાલુ બાબતીના જમાનામાં કુરાન શરીફને ફેરફાર વાળો હોવાના બાબત તથા તેને ન માનવા બાબત પોતાની બાજુ ઉજળી જણાવી ઇસ્માઇલી પવીત્રતાને કલંકિત કરવાનો કુડો પ્રયાસ કરી બતાવ્યો છે તેમાં તેમનું પોતાનું પોકળ ઉઘાડી પડી જશે અને ગમે તેટલાં બાંચકા ભરવા છતાં પણ જ્ઞાન દ્રષ્ટી ધરાવનારા એટલે ઇસ્લામના બધા ભાઇયો સારી રીતે સમજે છે કે ઇસ્નાશરીઓની સત્તાવાર કીતાબોમાંજ ચાલુ કુરઆને મજીદ ઉપર કેવળ નાચારીએ તેમની માન્યતા હોવાની સાબેતી મળી આવે છે. આજે જે આક્ષેપો ખોજા ઇસ્નાશરીઓ મુજબે ઇસ્માઇલીયા પર કરે છે તેજ આક્ષેપો ઇસ્માઇલીઓ ઉપર કરવાં કરતાં તેમના પોતાના તેમના ઉપર વધુ લાગુ પડે છે.

અમારા અજ્ઞાન હરીફે સમજવુ જોઇએ કે આખી દુનીયા કાંઇ ધુવડની આંખો વાળી નથી માત્ર એવા થોડાંકજ હોય છે અને તેઓજ સત્યતાને શોધી શકતા નથી અને પોતાની અજ્ઞાનતાનું પ્રદર્શન કરી સચ્ચાઇના સુર્યપર ધુળ ઉડાવવા મિથ્યા ફાંફાં મારે છે પણ વિના વીચારે તેમ કરવાથી ઉલટી તે ધુળ તેઓનીજ આંખોમાં પડે છે, અને સુરય તો પોતાના દિવ્ય પ્રકાશ વડે સદાકાળ ઝળકી રહે છે એ તો દેખાઇતુંજ છે કે જે વખતે સુરયનો ઉદય થાય છે તે વખતે અંધકાર નષ્ટ થઇ જાય છે.

મી૦ જૈનને વાટાઘાટ કરી પોતાને સાચા ઇસ્લામી ઇસ્નાઅશરી મઝહબ પર કુરાને શરીફની તેહરીફ વગેરેનો જે ઘણો જુનો કલંક લાગેલ છે તેને તમો એ ધોઇ નાખવા માટે તમો કુરાનને માનો છો વીગેરે બતાવવામાં એક નાચિજ દલીલ મઝાહબુલ ઇસલામનો હવાલો આપેલ છે શેખ જાફર, અબુ મહમદ તથા બીજાઓ ચાલુ કુરાનમાં ફેરફાર થયેલ નથી! એમ જણાવે છે એ તમો કહો છો પણ જેઓ અક્લિએ ઇલ્મ છે તેઓ એ દલીલથી તમારી કિંમત આંકી તમારી અજ્ઞાનતાને અગે હસીને દીલગીરી બતાવશે અને તેઓ જરૂર સમજશે કે તમો તમારા મઝહબના સાહીત્યથી ઘણાજ નાવાકીફ હોવના કારણે તમ રે તો એવા નાપાયાદાર લખાણો લખવા કરતા તેનો પુરો અભ્યાસ તમોને પેહલાં કરવાની અતિ અગત્યતા છે.

મિ૦ જૈના હવે એ તો બતાઓ કે શેખ સુદુક, અબુ જાફર ચાલુ કુરાનને માનવાનો કબુલ રાખી વિગેરે વિગેરે લેકોએ આ કુરાનમાં કોઇ પણ જાતનો ફેરફાર થયેલ બતાઓ કે, ચાલુ કુરઆનને મજીયને માનવાનું કબુલ રાખનાર અને લોકોએ આ કુરાનમાં કોઇ પણ જાતનો ફેરફાર થયેલ નથી વિગેરે જણાવનાર તમોએ ગણાવેલા શેખ સુદુક, અબુ જાફર આદિ ઉલમાઓ કયા જમાનામાં થયેલ છે? આપના કબુલ રાખેલ ઇમામ મેહદી શામરાની ગારમાં આરામ માટે તશરીફ લઇ ગયા તેના અગાઉ કે તે બાદ? જો કહો કે તે અગાઉ થયાં છે તો તે તમારા ઉસુલના બરખિલાફ થશે, કારણકે તમારા મઝહબે ઇસ્નાઅશરીઓની માન્યતા છે કે ઇમામ સુર્યના સમાન છે. જે વખતે સુરજ ઉગે છે. તે વખતે ચંદ્ર

અને તારાઓ દેખાતા નથી, કારણ કે તેઓની તે વખતે જરૂરત પણ હોતી નથી. તેજ પ્રમાણે જ્યારે ઝમાનાનો ઇમામ હાજર હોય છે, તો એ સમયે કોઇ પણ કિતાબ, ફિકાહ ગ્રંથ અથવા કુરાનની જરૂરત હોતી નથી કારણકે ઇમામ પોતે નાતકુલ કુરાન છે. દરેક વસ્તુનો ગ્નાન ઇમામ પાસે મોજુદ હોય છે અને તેની દલીલમાં તમો **કુલ્લે શયઇન અહ-સયના હો** ફી ઇમામુ મ્મોબીનવાળી કુરાનની આયત પેશ કરો છો.

ઝમાનાના ઇમાનપર શબે કદરમાં વહી નાજલ થાય છે. ખુદાવિંદ આલમીનના તરફથી જે કાંઇ આગ્નાઓ તેના બંદાઓને આપવાની જરૂર હોય તે સલામતીના સાથે મલાયકો ઇમામ ઉપર ઉતારે છે, એ તમારા મજહબે અસ્નાશરીનો માન્યતાનો તમો કયે મ્હોડે અસ્વિકાર કરી શકો છો?

મિસ્ટર ગૈન હવે જરા ઇન્સાફના ચશ્મા પહેરો અને હઠધરમીને ખુદાના ખાતર બાજુ મુકીને કહો કે જ્યારે તમારી માન્યતા પ્રમાણેના ઇમામ હાજર હતા તો તેઓની હાજરીમાં કદાચ તમારા ઉલેમાઓએ આ ચાલુ કુરાનની સચ્ચાઇ માટે લખ્યું હોય તો તમારા ઉસુલ પ્રમાણે તો એ ખરૂં નહીંજ કેહવાય, વળી તેવી હાલતમાં તમોને કુરાનની કાંઇજ જરૂર ન હોવાના અંગે એ લખાણો નકામા અને કવખતના ઠરે છે ભાઇ ગેન! ઉપરાંત ઇમામ જાફર સાદિક અને મહમ્મદ બાકિરની સનદ લઇ તમારા કહેવાતા માનનીય ઉલમાઓ કુરાને કરીમમાંથી તહદીફ થયેલું હોવાનું યે કથન **"હાઝા કાફીલ શીઅતના"**

જેવી ધરખમ લેખાતા ગ્રંથમાંયે ઉપલબ્ધ છે, તો પછી આ તમારા કહેવાતા શેખ સુદુક આદિ તથા હઝરત ઇમામો એ બન્નેમાંથી સાચા અને જુઠા કોણુ તે કૃપા કરી જણાવશો? ઇમામ ઉપર ઉઝબિલ આક્ષેપ મુકતા તો તમોને જરૂર ગય-રત આવશે એ વાતથી તો તે વખતના લોકો તદ્દન અજ્ઞાન હતા કે અમારો ઇમામ બની અબ્બાઓના બ્હીકથી ગારમાં સંતાઈ જશે અને ઇસ્ના અશરીઓની માન્યતા મુજબ વગર તેહરીફ કરેલો કુરાન જે ઇમામની પાસે હોવાથી, અમોને ચાલુ કુરાન અમારી પાસે કોઇ અગત નથી. પણુ એ બીના જ્યારે ખરેખર બની. અને તમારા ગાયબ ઇમામની સાથે એ કહે-વાતુ સાચ્ચું કુરાન પણુ ચાલતું થયું, ત્યારે તમારા મજહબે અસ્નાશરીના એવા હાલ થયા કે એક ચાલતા માણુસને કોઈ ઓચિંતો ધકો મારી જમીન પર ગબડાવી મારે અને તે વાતની તેને તો બીચારાને ખબર પાણુ ન હોય. જો મીસ્ટર ગેન એમ દાવો કરતા હોય કે શેખ સંદુક (?) ઇમામના ગાયબ થવા પછી સંદુકમાંથી નિકળ્યા હોય, તો પછી ઇમા-મોની સનદવાળું તેહરીફે કુરઆનનું કથન (નઉઝ બિલ્લાહ) અસત્ય થશે, તે માટે તેમની કને કંઇ ખુલાસો છે ખરો?

ભાઇ ગેન! તે છતાં આપણે જો કદાચ થોડા વખત માટે એમ પણુ કબુલ રાખીયે કે શેખ સુદુક અને અબુ જાફર વીગેરે-ઓએ જો કુરાનની સત્યતા વિષે અને તેમા ફેરફાર થયેલ નથી એમ લખ્યું હોય તો આગળ ચાલતાં તમારા મોટામોટા ઉલમાઓ કે જે ઉપર તમારા મજહબનો પાયો મકમ કરવાના કારણુ સર તમારી ચાલુ માન્યતાની દારોમદાર છે, તેઓ બધાં

ખોટા ઠરે છે અને તેમ થવાથી તેઓની લખેલી બધી કીતાબો ખોટી ઠરે એ પણ લેજીક (તર્ક શાસ્ત્ર) ની રૂએ યોગ્ય ઠરે છે, કારણ કે તે બિરાદરોએ તો તમારા ઇમામોના કેહવા પ્રમાણેજ પોતાનુ ભેજ્નુ ખરચ કરી ચાલુ કુરાન ફેરફાર વાળો છે અને તેમાનો ઘણો ભાગ કઢી નાંખવામાં આવેલ છે તથા અમુક નવો ઉમેરવામાં આવ્યો છે એવું પોતાની કીતાબોમાં પ્રતિપાદન કરે છે અને જો આ ઉલેમાઓને તમો ખરા દિલથી તસલીમ કરશો તો તમારા સુદુક અને અબુજાફર વિગેરે ઉલેમાઓનુ પોકળ પ્રક્ટ થઇ જશે અને તેમ થવાથી મિસ્ટર ગેન તમો જાણોછો કે મઝાહિબુલ ઇસ્લામની જે દલીલ તમોએ ટાંકી છે તે હવામાંજ ઉડી જશે બાઇજી ગેન! તમારી યાદદાસ્તે કદાચ તમોને દગો દીધો હોયતો તેને ફરી તાજી કરવા માટે આ પહેલા પ્રકારના ઉલમાઓના નામો અને તેમના પુસ્તકોમાંની દલીલો વીગતવાર નીચે જણાઉં છઉં.

**ઇસ્નાઅશરી ઉલમાઓનુ કોલ (વચન) કે ઇમામોનો કોલ પ્રમાણે પોતાના સત્તાવાર પુસ્તકોમાં કુરાન શરીફમાં માણસોએ પોતાની તરફથી ભેળવેલ તથા કાઢી નાખેલ આયતો બાબત એતકાદનું લિસ્ટ.**

મીસ્ટર ગેન આપના ઇસ્નાઅશરી મજહબના મોટા આગેવાનીયો લખનઉના રહીસ જનાબ મુજતહદ મીરન સાહેબ પોતાની કિતાબ હદીકએ સુલતાનીયાંના ત્રીજા બાબ (અધ્યાય) માં લખે છે કે કુરાનમાં ફેરફાર અને નુકસાન ચાર વસ્તુમાં જુઓ (આયાતે બય્યનાત જીલ્દ ૧ લી ભાગ ૧ લો પાનુ ૧૬)

## ફેરફારની દલીલો.

૧ "દીનના દુશ્મનોએ કુરાનમાં તે લખાણો વધારી દીધા છે. કે જે ફસાહત અને બલાગતને વિરૂદ્ધ હોવાને લીધે (એટલે તેઓમાં શ્રેષ્ટ અરબી ભાષા નહીં હોવાને લીધે) તેનાથી અણગમો પેદા થવો જરૂરી છે." (અલ્લામા તિબ-રીની ઇરાન દેશના કાશાન શહરમાં છપાયલી કિતાબ એહેતે-જાજ પાનું ૧૩૦) ૨ "અને જનાબ નબી (સ. અ. વ.) કલંક લગાડનારી જેટલી વાતોનું બયાન કુરાનમાં છે, તે સઘળી વાતોનો ખોટો આરોપ મુલાહિદોએ (દીનથી સખત નકાર કરનારાઓ) એ જાણી જોઇને મુકેલા છે." મજકુર કિતાબ પાના ૧૩૦

૩ "જો કુરાનમાં વધારો કે ઘટાડો કરવામાં નહીં આવતે તો ખિલાફતનો અમારો હક કોઇ પણ સમજુ માણસ પર છાનો રેહતે નહીં. (શિયા પંથની પ્રખ્યાત તફસીર અય્યાશી.)

## બીજા પ્રકારના ફેરફારની દલીલો.

શીયા પંથની રૂએ કુરાને શરીફથી પણ વધારે સાચી અને મોતબર કિતાબ ઉસુલે કાફી જે ઇસ્નાઅશરી પંથની હદીસોની ઘણીજ નામાંકિત કિતાબ છે અને ઇસ્નાઅશરી મજહબના ઘણાજ મોટા વિદ્વાન હદીસોના ઇમામ મહમદ બિન યાકુબ કુલીનીની રચેલી (ઇસ્નાઅશરીઓની માન્યતા મુજબ આ પુસ્તક ઇમામ પાસે ગારમાં મોકલાવી તેના સહીહ હોવાની સરટીફીકેટ એ મુહકીસે મેળવી છે, અને ગાયબ

ઇમામે એ ગ્રંથ પોતાની ગેરહાજરી દરમ્યાન તેમના અનુયાયી-ઓની મારગ દર્શીતા માટે સર્વાંશે સંપૂરણ હોવાનું જણા-વેલું કહેવાય છે.) તેમાં એક આખો બાબ (અધ્યાય) એજ બાબતના મથાળાવાલો છે કે "એ બાબમાં એજ બયાન છે કે પુરેપુરૂં કુરાન ઇમામો વગર બીજા કોઇએ પણ એકઠું કિધું નથી" જેથી સાફ જણાઇ જાય છે કે હાલનું કુરાન જેવી રીતે ઇમામનું એકઠું કિધેલું નથી તેવીજ રીતે એ પુરેપુરૂં કુરાન નથી પણ ઘણા લખાણો કમી કીધેલ છે.

(૨) એક બાબનું મથાળું નીચે પ્રમાણે છે કે વિલાયત (એટલે ઇમામોની ઇમામત) ની આયતો કુરાનમાંથી કાઢી નાંખવામાં આવી." જુઓ ઉસુલે કાફી નવલકિશોર પ્રેસમાં છપાયલું પાનું ૨૬૧,

ઇસ્નાઅશરી પંથમાં ઇમામોની ઇમામત પર પણ ઇમાન લાવવાનો અકીદવાળો મસલો છે અને તેને અકીદાનો મસલો નહીં માનનારને તેઓ એક મ્હોટો કાફર ગણે છે અને આ પરથી જણાય છે કે કુરાનમાંથી સેંકડો અકીદાઓના મસલા પણ કાઢી નાખી તેમાં કમી કરવામાં આવી છે.

(૩) મજકુર કીતાબના પાના ૨૬૨માં તેજ બાબ-તમાં અબુ બસીરે જનોબ અબુઅબદુલાહ હજરતે ઇમામ જાફર સાદીકથી એકહદીસ એવી રીતે રિવાયત કરી છે કે ખુદા પાકે અસલ તો આ આયતે એવી રીતે ઉતારી હતી કે **વમંય યોતી ઉલ્લાહા વરસુલોહુ ફી વિલાયતે અલીયન વલ અઇમતે મિન્મ બાઅદેહિ ફકદ ફાની**

**ફૌઝન અઝીમાં** પણ હાલ કુરાનમાં "ફી વીલાયતે" થી "મિમ્મ બાઅદેહી" સુધી નથી. એટલે એટલા શબ્દો કમી કરવામાં આવ્યા છે.

૪ મજકુર કીતાબનો તેજ બાબમાં છે કે અબદુલ્લાહ બિન સીનાને હજરતે ઇમામે અબુઅબદુલ્લાથી રીવાયત કાધી છે **વલકદ એહદના ઇલ્લા આદમા મિન કબ્લે કલમાતિન ફી મોહમ્મદીવ વ અલીયવ વ ફાતિમતા, વલ હસના, વલ હુસૈના વલ અઇમ્મતાહ મિન ઝુરીયતેહી ફનસા** હઝરત ઇમામે પ્રતિજ્ઞા પુરવક જણાવ્યુ કે "ખુદા પાકના કસમ એ આયત મોહમદ (સલ) પર ઉતારવામાં આવેલ હતી જે હાલના કુરાનમાં નથી એટલે તેમાંથી કમી કરવામાં આવી છે.

(૫) મજકુર કિતાબના પાના ૬૭૦ માં બાબુન્નવાદિરમાં છે કે જનાબ ઇમામ અબુ અબદુલા (જાફર સાદિક) અ. થી રિવાયત છે કે આપે ફરમાવ્યું કે "(જનાબ જીબ્રઇલ (અ.) જે કુરાન મોહમદ (સ. અ. વ,) પાસે લાવ્યા હતા તેમાં (૧૭) હજાર આયતો હતી. આ હદીસથી સાફ જણાય છે કે હાલના કુરાનમાં લગભગ (૧૧) હજાર આયતો ઓછી છે. કેમકે હાલના કુરાનમાં કુલ (૬૬૬૬) આયતો છે. એ અફવાહ મશહુર છે કે ઇસ્નાશરી પથવાળાઓ કુરાનના ૪૦ પારા હોવાનું મને છે. પણ એ રિવાયતોના આશરે ૧૧ હજાર આયતો ઉમેરતાં ઇસ્નાઅશરીઓનું કુરાન ૪૦ પારા કરતાં વધી જાય છે.

મિ. ગઇન ચાલુ કુરાનનાં ૪૦ પારા માનવા વાળાઓ તમારા પંથના છે ને તેનો ખુલાસો લખશો કે? શરમાશો નહી હો એ તો એમજ હોય અને જો વધારેજ શરમ આવતી હોય તો પછી ના છુટકે છેડો કાઢજો. પણ યાદ રાખજો કે આ ૪૦ પારાની સાંકળ તમારા ગળામાંથી નીકળવાની નથી ભલે તમો તે માટે કાગળીયાઓ કાળા કરતા રહો પણ જે છાપ લાગી ગઇ છે તે તો તમારા ઉપરથી કિયામત સુધી ઉતરવાની નથીજ.

૬ અલ્લામા તિબરસીની કિતાબ **એહતેજાજ**માં એક ઘણી લાંબી રિવાયત પાને ૧૧૯ થી શુરૂ થઇને પાના ૧૩૦ પર પુરી થાય છે. જેમાં એક કાફીર (ઝિંદીક) હઝરત જનાબે અમીરૂલ મોમિનીનની રૂબરૂ કુરાનની કેટલીક આયતો માટે વાંધો ઉઠાવ્યો અને તેનો ઉત્તર વાળતાં જનાબે અલીએ મુરતઝાએ પોતે નીચે લખેલા ફકરા જુદા જુદા બયાન ફરમાવેલા છે. અ **અગર** મુનાફેકોને (ખુદા તેઓપર લાનત કરે,) ખબર પડી જતે કે આ આયતોને બાકી રાખવામાં શું શું નુકસાન છે; જેની મતલબ મેં તારી રૂબરૂ બયાન કીધી તો તેઓ (કુરાનમાંથી) એ આયતોને પણ નકી કાઢી નાખતે જેવી રીતે કે તેઓએ તેમાંથી બીજી આયતોને કાઢી નાખી છે.

બ "કેમકે (ખુદા પાક) પોતાના ઇલ્મથી જાણતો હતો કે જો **"સલામુન અલા આલે મોહમંદીંન"** (કુરાનમાં બયાન કરવામાં આવશે તો) તે લોકો એને પણ કાઢી નાખશે; જેવી રીતે કે તેઓએ બીજી (આયતોને) કાઢી નાંખી છે."

(ક) **"અલ્લા તુકસેતુ ફિલયતામા"** અને "ફનકહ"

એ શબ્દો વચ્ચેથી કુરાનનો ત્રીજો ભાગ કાઢી નાખવામાં આવ્યો છે જે ભાગમાં હલાલ અને હરામના ઘણા હુકમો અને કેટલાક કિસ્સાઓ પણ હતા અને તેથીજ એ આયતોનો સંબંધ ઉપલી આયત સાથે બંધબેસતો નથી."

(૭) તફસીરે અટયાશીની મજકુર ઇબારત જે હજરતે ઇમામે જાફર સાદિક (અ) નાજ વચનો છે તેમાં ફરમાવ્યું છે કે "જો કુરાનમાં વધારો કે ઘટાડો કરવામાં નહી આવ્યો હોત તો અમારો હક કોઇ પણ વિદ્વાન માણસોથી સંતાયેલો રેહતે નહીં.

## ત્રીજા પ્રકારના ફેરફારની દલીલો.

૧ ઉપર કથિત કિતાબની એહતજાજની તેજ હદીસમાં જનાબે અમીરૂલ મોમનીન પેહલા ઝિદીકને ફરમાવે છે કે જો હું તારી આગળ તે સઘળી ચીજોનું વર્ણન કરૂં કે જે કુરાનમાંથી કાઢી નાખવામાં આવી છે, અને એવી તરફની બીજી વાતોનું વિવેચન ઘણું લાંબું થઇ જશે. અને "તકિઓ" જે ચીજને જાહેર કરવાથી રોકાણ કરે છે એટલે દોસ્તોની તારીફો અને દુશ્મનોની બુરાઇઓ તે સઘળી વાતો જાહેર થઇ જશે. આ દલીલથી વધારવું, ઘટાડવું અને બીજા લખાણ સાથે તદન બદલી કાઢવું ત્રણે તરેહના ફેરફાર હઝરત અમીર અલી (અ. સ.) ની રીવાયત મુજબ થયા છે, એવી આ કુરાનને માટ ઇસ્નાઇશરીઓની માન્યતા હતી એ ખુલ્લું સાબેત થાય છે.

( ૨ ) ઉસુલે કાફીના પાના ૨૬૫ માં છે કે ( આ હદી-

સનો શવી હમઝા છે) જેમાં શબ્દ કહેવાયુ છે કે "એક માણસે, ઇમામે જાફરે સાદક અ. નીરૂબરૂ" **ફુલ એઅમલુ ફ સયરલ્લાહો અમલકુમ વ રસુલહુ વલ મોઅમિનુન.** "આ આયત પઢી ત્યારે ઇમામે જાફરે ફરમાવ્યું કે એ આયત આવી રીતે નથી. પણ તેમાં (વલમો અમનુન" ને ઠેકાણે) "વલ મામુન" છે અને મામુન અમે છિયે. એ રિવાયતમાં શબ્દને કઢી તેને ઠેકાણે બીજો શબ્દ ઉમેરવાની દલીલ છે.

( ૩ ) ઉસુલે કફીના પાના ૧૪૬ મા એક ઘણી લાંબી હદીસ છે જેમાં અહલે બૈતની પાસે ચામડાનું એક કોથળું હોવાનું બયાન છે. તેમાં રાવીના કહેવા પ્રમાણે કઇ કઇ વસ્તુઓ છે તેનું વર્ણન કરતાં હજરત ઇમામ જાફર સાદેક અ. મે ફરમાવ્યું છે "ખરેખર અમારી પાસે મુસહફે ફાતિમા છે, પણ લોકોને શી ખબર કે મુસહફે ફાતિમા કઇ વસ્તુ છે?" ત્યાર પછી આપે ફરમાવ્યું કે તે એક મુસહફ (સહીફો અથવા ખુદા પાકે ઉતારેલી કિતાબ) છે, કે જેમાં તમારા કુરાન કરતાં ત્રણગણા વધારે લખાણો છે અને ખુદાના સોગંદ તેમાં તમારા કુરાનનો એક અક્ષર પણ નથી.

ટીકઃ—પ્રીય વાંચકો! આપ જરૂર મિસ્ટર ગૈનને પુછશો કે ચામડાના કોથળામાંના કુરાનમાં શું લખેલું હતુ? તેમાં તમારા જે કુરાનનો એક અક્ષર પણ નથી એવી કબુલાત તમારા મુશતહદોએ ઇમામોના કોલથી આપી છે. હાલનો મીસ્ટર ગૈન એથી સિદ્ધ થઇ ચુક્યું છે કે તમારા મજહબનો

અકાદો તેજ ચામડાના કોથળામાંના કુરાનમાં લખેલી બાબતોપર રચાયલો છે, જેમાં હલાલ અને હરામના મસલા લખેલાં છે. તેથી સાબીત થયું કે આ ચલુ કુરાન સાથે તમોને કાંઇ-પણ લાગતું વળગતું નથી કારણ કે તમારામાં જે ક્રિયાઓ કરવામાં આવે છે, તેની સાબેતી આ ચાલુ કુરાનમાં કાંઇ પણ મળતી નથી અને તે ક્રિયાઓ આ ચાલુ કુરાનના તદન વિરૂધ્ધ પણ છે, જે આગળ જતાં હું ખુલાસેવાર જણા-વીશ, તમારા મજહબથી આટલા પ્રમાણ સુધી તમોને વાકીફ કરયા પછી હું આશા રાખું છું, મી૦ ગૈન તમો તમારા ધરમનો આયનામાં પોતાનું મોઢું જોઇને ફરીથી પવીત્ર ઇસ્માઇલી મજહબ ઉપર બેઅદબીભરયા આક્ષેપો કરવાની કોશીશ નહીજ કરશો, છતાં પણ તમો જો ફરીથી તમારી નફસ ખ્વાહીશો પુરી કરવા પ્રયાસો કરશો તો એથી પણ અધીક પુરાવા જે તમારા માનનીય ચામડાના કોથળાઓમાં ભરીને તમો એ વખારોમાં ઠેલવી રાખેલાં છે તેના ખુલા-સાનો કીંમતી તોહફો અમો ઘણી ખુશાથી તે ઉપરનો વિવેકનો પડદો ઉતારી, તમોને નજર કરીશું એવું યકીન આપ પોતાની છાતીએ હાથે દઇને ધીરજથી રાખશો.

મીસ્ટર ગૈન તમારા ઉલમાઓ તમારા ઇમામના વખતમાં તમારા સત્તાવાર પુસ્તકોમાં જે જે ઉપર જણા-વેલી બાબતો લખી ગયા છે તે બાબતો સરવે સાચી છે તેમાં કશુંએ ખોટું નથી, તમો કદાચ એ બાબતોને ખોટી પાડવાનો પ્રયાસ કરશો તો તમારા માની લીધેલા મજહબની બુનીયાદ ઉખડીને તે ઇમારત પડી જશે અને

તમારા સુદુક અબુજાફર વીગેરા ઉલમાઓ કે જેઓનો મઝાહિબુલ ઇસલામમાથી તમો દાખલો આપો છો તે પણ સાચુંજ છે એમજ અમો માનીએ છીએ કારણ જે આપ સાહેબના માની લીધેલ ઇમામ મેહંદી સામરાની ગારમાં આરામ માટે સીધાવ્યા અને ઇસ્લામી ભાઇઓએ આપના ડગમગીયા મજહબ ઉપર સખ્ત પર સખ્તે હુમલા કરવા લાગ્યા કે તમો કુરાનથી તો પેહલાજ પોતાનો હાથે ઉપાડી લીધો અને બાકી રહ્યુ તે તમારા માની લીધેલા ઇમામની હયાતીમાં કુદી રહયા હતા તે સોનેરી પક્ષી પણ તમારા હાથેમાંથી ઉડી ગયો તે એ ભાવને સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો તમો તમારા માની લીધેલા ઇમામના વખતથીજ ચાલુ કુરઆથી તમોએ પોતાને હાથ ઉપાડી લીધો હતો પાછળથી ઇમામ સામરાની ગારમાં અદશ્ય થઇ જતાં ઇમામ વગરના થઇ પડયા. આજે તમારી પાસે સામરાવાળી આવૃતિનું કુર-આન પણ રહયું નહીં અને ઇમામ પણ રહયો નહીં. તમો ન ઇમામી ને ન કિતાબી જેવી હાલતના થઇ પડયા છો.

જયારે હવે તમારા પાસે કાંઇ રહયું નહી એજ કારણે તેઓ કેહવા લાગ્યા કે તમારો ઇસ્લામથી કાંઇ પણ સંબંધ રહયો નથી અને તે પછી તેજ કારણે તમારા મજહબના લોકોના મોટા મોટા ટોળા તમોથી છુટા પડી બીજાઓના મજહબમાં ચાલ્યા ગયા. આ તમારા મજહબની કફોડી હાલત તમારા મજહબની પાયમાલી કરશે એમ તમારા ઓલમાઓને દેખાવાથી તેઓ કોન્ફરન્સો પર કોન્ફરન્સો ભરવા લાગ્યા અને સરવે ઉલમાઓ મુજતેહદો

એકમત થઇ ઠરાવ પાસ કર્યો કે જે વખત સુધી આપણા ઇમામ ગારથી પ્રગટ ન થાય ત્યાંસુધી અસલ હાલતને તકિયો રાખી આ ચાલુ કુરાન પર અમલ કરવો જોઇયે ત્યાર બાદ સંજોગો જોઇ આપના ઉલમાઓએ આ ચાલુ કુરાનને માનવા તથા સાચું હોવા બાબદ લખવાનું શુરૂ કરયું.

અરે, અરે, બિચારા ઇસ્નાશરિઓ એજ આશા રાખી જીંદગી ગુજારવા લાગ્યા કે આજથી વરસ બે વરસ અને તે જતા ટુંક સમયમાં અમારો ગારમાં ગાયબ થયેલા ઇમામ બાહેર આવશે અને આપણે આ ચાલુ કુરાનથી કેડો છોડાવી ફરી આપણે ઘણી ખુશીથી પેલો ચામડાના કોથળાને વધાવી લઇ તેપર અમલ કરીશું અને સુખી જીંદગી ગુજારીશું, એવી આશાથી તે ગારપર તસબી તથા તેહલીલ પડવાની ધમાલ થઇ તથા બાઇ અને ભાઇઓના મોઢામાંથી બરાડા પાડવાનું શુરૂ થયું કે **"અજલલ્લાહો તાઅલા ફરજક વસહલ્લાહ મખરજક વ ઝહુરક"** એટલે અય ખુદા! અમારો જે ઇમામ ગારમાં સંતાઇ ગયો છે તેને જલ્દી બાહેર મોકલો અને એવાંજ બરાડ પાડવાનો રીવાજ તે દીવસથી આજ દીવસ સુધી દિવસમાં પાંચ વખત દરેક મિજલસ તથા મેળાવડામાં ચાલુ છે અને તે સામરાની ગારના મોઢા પર તમારા ઉલેમાઓ તથા મુજતહદોએ પોતાના તરફથી ગેબ થયેલા ઇમામના નામથી પોતાને નાયબ મુકરર કર્યા દીલના માણસોને ફસાવવા માટે સંતાઇ ગયેલ બારમાં ઇમામના ગયબતે સુગરાના વખત ( એટલે ટુંક વખતમાં ગારમાથી બાહેર આવશે એમ કહી પોતાને નાયબ મુકરર કર્યા અને શ્રધાળુ તથા

ભોળાભાળા દિલના માણસોને ફસાવવા માટે સંતાઈ ગયલા ઇમામના ગાયબ રહેવાનો સમય "ગયબતે સુગરા" (એટલે ટુંક વખતમાં ગારમાંથી બાહેર આવશે), એમ કહી પ્રથમે ઉસમા બિન સઇદે પોતાને "નાયબે ઇમામ" જાહેર કર્યો. ત્યાર બાદ તેનો છોકરો મહંમદ અને તે પછી હુસેન બીન રઉફ અને આખરમાં હમીર બીન મોહંમદ સમીરી, એ દાવો કર્યો, એજ પ્રમાણે ફરેબની જાળ તમારા ઉલેમાઓ ૭૪ વરસ સુધી ચાલુ રાખી. જે વખતે આ ઝુઠા ધતીંગનો ભોળાભાળા ભોપાળો ફુટયો તો પછી તમારા ઓલેમાઓએ એક નવા ધતીંગનો લાકડું ફરીથી ઉભું કર્યું, કે આ જમાનો ગેબ થયેલા ઇમામનો ગયબતે કુબરાનો, જમાનો છે એટલે હાલમાં એ ઇમામ ગારમાંથી તરત બાહેર નીકળે એમ નથી. જુઓ મઝાહિબુલ ઇસ્લામ પાનું ૪૧૮ અને તારીખ અલબુરહાન ઇરાની છાપ પાનું ૩૨૨.

મીસ્ટર ગઇના હવે તમો કેટલી મુદત સુધી તે ગારમાં સંતાએલો ઇમામની રાહ જોતા રેહશો? જો તે બીચારો ખરેખર ગારમાં હોય તો બાહેર આવેને! મ્હેને તમારી હાલતપર સદઅફસોસ થાય છે કે હાલમાં તે ગાર પણ ઇબ્ને સઉદે પાયમાલ કરી નાખી છે કે જાફરિયા મઝહબવાળાઓનું કહેવું છે. કે હસન અસગરી વગર સંતાને દુનિયામાંથી સિધાવી ગયા તેઓને કોઇ પણ ઓલાદ હતી નહી તેનો કોઇ છોકરો મંહમદ નામનો હતોજ નહિ. તેઓ તો તમારા માની લીધેલા ઇમામની વિલાયતના પણ મુનકર છે, અને તવારીખોમાં એવું પણ વર્ણન છે કે જાફરિયા મજહબનું નામે એ

ખાતર પાડવામાં આવ્યું કે હસન અસ્કરીને ફરજંદ ન હોવા કારણે તેના ભાઇ જાફરને ઇમામ તરીકે સ્વીકારવામાં આવ્યા છે એ ગિયાસ હસન અસ્કરીના ભાઇએ સાચી વાત કરી છે, કે વળી મઝાહિબુલ ઇસ્લામમાં તમારા માની લીધેલા ઇમામની હસ્તી વિષેયે શંકા દર્શાવેલી છે, તેથી તમો જ્ઞાત છો ખરા? જુઓ તમારા ઇમામની ખોટી હસ્તી હોવા વિષેનું ચીત્ર દોરતાં, તેમાં જણાવ્યું છે કે, મારા ભાઇનો કોઇ પણ દીકરો ન્હોતો, તો તેને તમારા ઉલેમાઓએ કઝઝાબનો ટાઇટલ આપી, જાફરે કઝઝાબ કહેવા લાગ્યા.

## ઇમામે બરહકની શનાખત.

મિસ્ટર ગૈન તમો અગર આ ચાલુ કુરાન શરીફ ઉપર શુધ્ધ ભાવથી નજર ફેરવતે તો તમો જરૂર બરહક ઇમામની શનાખ્ત હાસલ કરતે, ગારમાં સંતાઇ જનારની રાહ નહી જોતે. પણ અફસોસ કે તમો તો તમારા ચામડાના કોથળાવાળા કુરાન પર યકીન રાખી તે સંતાઇ રહેલા ગારવાળા ઇમામની રાહ જોયા કરો છો જે તે ચામડાનો કોથળાવાળો કુરાન પણ ગારમાં લઇ ગયા ચાલુ કુરાનમાં ઇમામે જમાનના બારામાં ખુદાતાલાએ એક જાળના સ્વરૂપમાં વરણન છે.

## કુરાને મજીદ સુરે ઇબ્રાહીમ આયત ૨૪-૨૫.

અલમ તરા કયફ ઝરબલ્લાહો મસલન કલેમતન તઇયબતને કશજરતન તઇયબતીન અસલહા સાબેતુન વ ફુરૂવહા ઇસ સમાએ તુઅતી ઓકોલોહા કુલ્લ હઇનીનબ્જને

રુબ્બેહા બે યઝરબુલ્લાહુલ્અ્ ઇમસાલો લિન્નાસે લઅલ્લહુમ યતઝક્કરૂન."

ભાવાર્થ:—ખુદાવંદ આલમીન કુરાન મજીદમાં ફરમાવે છે. એક નુરાની વૃક્ષ જેના મુળીયાં પાતાળમાં છે. અને તેની ટોચ આકાશ તરફ વધતી જાય છે. તે શાખ હમેશા ફળ આપ્યાજ કરે છે. જે ખુદાના હુકુમથી હમેશ કાયમ અને દાયમ રહેવાવાળી છે. તે એક દાખલા તરીકે ખુદાવંદે આલમીન જગતને સમઝાવે છે. એટલે મુળ તે મુરતઝાઅલી અને ઝાડ હજરત મહંમદ મુસ્તફા રસુલ (સ અ. વ.) અને તે વૃક્ષની ડાળ બીબી ફાતમુત ઝોહરા તથા તેના ફળ જમાનાનો ઇમામ છે અને પાન તે ઝાડના મોમીન છે. એ ફળ હમેશા એ ઝાડમાં કાયમ રહે છે જે ઈમામે ઝમાન છે. જેવી રીતે આ દુનિયા ઇમામ શિવાય ખાલી રહેતી નથી, એટલે આ દુનિઆમાં એકના પછી એક ઇમામ કાયમ રહેશે એવીજ રીતે ખુદાવંદે આલમીન બીજા ઝાડનું પણ બયાન કરે છે અને એક નાપાક ઝાડની દલીલ પણ આગળ ચાલતાં કુરાનમાં બતાવે છે જે ઇમામતનો જુઠો દાવો કરનારાઓ વિષે છે.

## કુરાને મઝીદ.

"મસલો કલીમતન ખબી કશજરતીન ખબીસતીન ઇજતુસ્સત (આયાત ૨૬) મિન ફવકિલ અરઝે માલહા મિન કરાર!!

ભાવાર્થ:—ખુદાવંદ આલમીન ફરમાવે છે કે એક પલીદ ઝાડ વચમાંથી કાપેલ છે. તેમાં ખુશી અને આનંદ નથી. તે

બચ્ચાએ કરતાં ખરાબ ઝડ છે તે હર વખત ખાનદાને રસુલની હરીફાઈમાંજ રહે છે અને તે ઇમામતનો દાવો કરે છે. પણ તે ટકી શકતો નથી, કારણ કે તેનું વંશ આગળ જતાં કપાઈ જાય છે જેનું વંશ કાપેલ હોય તે ઇમામ ખરો કહેવાય નહી ઇમામ તે છે કે તેનો બાપ પણ ઇમામ હોય અને છોકરો પણ ઇમામ હોય જેની વંશાવળી પેઢી દર પેઢી ચાલતી જાય વચમાં તુટી ગએલ નહી હોય, જેનું વંશ તુટેલ હોય અને જો તે ઇમામતનો દાવો કરે તે ખોટો છે એનો વધારે ખુલાસો ખુદાવંદે આલમીન કુરાનમાં ફરમાવે છે.

## કુરાને મજીદ

ઇન્ના આતયના કલકો કવેઉસર ફસલ્લે લેરબ્બકા વનહર ઇન શાનેઅકો હુવલ અબતેર

ભાવાર્થ:—ખુદાવંદે આલમીન ફરમાવે છે (અય મોહંમદ) હું તને ઘણા છોકરાઓ આપીશ કારણ કે તમારો મુળ મજબુત તેથી તું શુક્ર ગુજારી કર અને તે ખુદાના મહિમાનીમાં ઉટની કુરબાની કર અને જે દુશ્મનો તને વાંઝિયો કહે છે તે ખુદ વાંઝિયાં થઇ જવાના છે. તેઓ ખરાબ અને બરબાદ થઇ જશે કારણ કે તેની ઔલાદ બાકી રેહવાની નથી પણ તારી ઔલાદ કયામત સુધી કાયમ રેહવા વાળી છે જેને ઇમામતનો ઓધ્ધો સદાના માટે કાયમ આવેલ છે, આ દાખલો ખુદાતઆલા દુનિયાને ઇમામતના માટે સમજાવે છે અને આગળ ચાલતાં કુરાને મજીદમાં ફરમાવેલ છે કે જે **વખતે હજરત ઇબ્રાહીમ અલયહિસ્સલામને ઈમામત-**

**નો ઓહ્દો** સોંપવામાં આવ્યો તે વખતે હજરતે ખુદા પાસે અરજ ગુજારી કે આ ઇમામતનો હુદ્દો મારા વંશમાં પેઢી દર પેઢી કાયમ અને દાયમ ચાલતો રહે ખુદાવંદે આલમે ફરમાવ્યું "**લાયનાલ અહદી ઝઝાલમીન**" એટલે જાલીમો અને જુલમ ગુજારનારાઓને ઇમામતનો આ ઓહ્દો આપવામાં આવશે નહી એટલે ઇમામતનો ખોટો દાવો કરનારાઓનું વંશ આગળ વધવાનું નથી

મિસ્ટર ગેન હવે હજી વિચારો કે હજી કાંઇ કહેવાની બારી તમારા માટે રહી હોય તો બોલશો! કારણ ચાલુ કુરાન ગેબ ઇમામના બારામાં કોઇ પણ ઠેકાણે કેહનો નથી; હાં કદાચ તમારા પેલા ચામડાના કોથળાવાળા કુરાનમાં કે જે તમારા ગેબ થયેલ ઇમામ સાથે ગારમાં છે તેમાં કાંઇ લખેલ હોય તો જરા તપાસ કરાવી દુનિયાની જાણ માટે રજુ કરશો !!

મિસ્ટર ગેન આ ગયબ ઇમામને આપ એના માટેજ કબુલ રાખો છો કે હજરત મોલાના શાહ ઇસ્માઇલની ઇમામતનો ઇન્કાર કરવા માટે અને તેના હકો પચાવી પાડવા મુસા કાઝીમના પક્ષને મજબુત કરવાના ઉદ્દેશથી પોતાની મનધડત માન્યતા તમારા ઉલેમાઓએ જાહેર કરી છે. પણ આગળ જતા તમો એ જે ખોટા કાવત્રાં રચ્યા તે બધાં બે પાળા ફુટી જાય છે. કારણ જે હજરત રસુલિલ્લાહ એ હદીસમાં ફરમાવ્યું છે કે મારા પછી ૩૦૦ સો વરસે પશ્ચિમના તરફથી સુરજ ચમકશે. થાય છે કે હઝરત રસુલના ત્રણસો વરસ બાદ પશ્ચિમ તરફ ઇમામનું ઝહુર થશે મિસ્ટર ગેન આ મુદ્દો ઘણો સમજવાનો છે.

આ ભવિષ્ય જે પેહલાથીજ નબી સાહેબે કહેલ છે તેમાં મોટો ભેદ દેખાય છે. કારણ જે ખુદાના રસુલને માલમ હતું જે મારી ઉમ્મતમાં ફસાદ થવાના છે અને ખોટા દાવાઓ કરી, ઘણા લોકો મારી ઉમતને ગુમરાહ કરશે. માટે તેઓ ખરા ઇમામની ઓળખાણની એ કસોટી કાયમ કરી ગયા છે કે ૩૦૦ વરસ બાદ પશ્ચિમ તરફથી સુરજ ઉગશે એમ નહી કહેલ કે ગાયબ થઇ જશે. હવે એજ વખતે ખરા ખોટાનો ફેસલો થશે. મિસ્ટર ગૈન જો તમો ઇસ્લામી તવારિખો ઉપર જરા નજર નાંખશો તો તમને સમજાશે, કે હીજરી સન ૨૯૪ માં આપના માની લિધેલ ઇમામ મેહદી ગારમાં સંતાઇ જાય છે અને હી. સન ૨૯૬ માં ઇમામ મૌલાના મેહદી ઇબ્ને ઇમામ રઝી અબદુલ્લા સુરજના મિસાલ રોશન થઇ આફ્રિકામાં દુનિયાના ચારો કોનાપર ઇસ્માઇલી મજહબનો વાવટો ફરકાવ્યો. અને ઇસ્લામનો જે ખરો અસુલ હતો તે અમલમાં લાવી દુનિયાને ખરો રસ્તો બતાવ્યો મિસ્ટર ગૈન હવે તમોને તમારા ગયબ ઇમામની સોગંદ દઇ કહું છું કે રસુલિલ્લાહની હદીસ પ્રમાણે આપના મહંમદ મેહદી ગારમાં સંતાઇ જાય, તો તે ઇમામ ખરો છે કે મૌલાના ઇમામ મહંમદ મેહદી ઇબ્ને રઝી અબદુલા અલયહિસ્સલામ બર હક ઇમામ ઠરે છે અને કુરાન પ્રમાણે તમારા ઇમામનું વંશ કાયમ રહેલ છે કે મૌલાના ઇમામ મહમદ મેહદી ઇબ્ને રઝી અબદુલ્લાહની નસલ પેઢી દર પેઢી કાયમ છે? અને રસુલિલાહને જે ખુશ ખબરી ખુદાવંદે આલમીન તરફથી મળેલ હતી તે તમારા ગારમાં સંતાઇ ગયલા ઇમામ માટે હતી કે મૌલાના ઇમામ મહંમદ

મેહદી ઇબ્ને રઝી અબ્દુલ્લા જે વંશના હતા અને જે આજ સુધી કાયમ દાયમ છે તે માટે હતી? અને ખુદાવંદે આલમીનેં જે ઝાડમાં હમેશના માટે મેવો (ફળ) હોવાનું ઉદાહરણ આપી સમજાવ્યું તે તમારા ગારમાં સંતાઇ ગયલા ઇમામ માટે અથવા તો મૈલાના ઇમામ મહમદ મેંહદી ઇબ્ને અબ્દુલ્લાના વંશ માટે હતું? ખુદાવદ આલમીને જે પલીત ઝાડની દલીલ આપી કુરાને શરીફમાં સમજાવ્યું છે જેઝુનેની જેનીરિયત રહેવાની નથી તે દલીલ કોના માટે લાગુ પડે છે અરે મહેરબાન રખેને તમારા ગારમાં સંતાઇ ગયલા ઇમામની કોઇ ઓલાદ ન હોવાથી તે દલીલ આબાદ તેઓને તો લાગુ થતી નથી ને? નહીં તો તમારા ભોગ વળયા. મિસ્ટર ગૈન હવે જરા વિચાર કરો કે ખુદાના કોલ પ્રમાણે ઝુરિયત કોની કાયમ રહેલ છે. ઇમામતના ખરો ધણી કોણ છે? ખુદાના કોલ પ્રમાણે માણસની જીંદગી બશર કરવા શાંતીથી આ વાતોનું વિચાર કરો. અને વિચાર કરો કે ખુદાવદે આલમીને એ સાઠ હજરત ઇબ્રહીમે અરજ કરવાથી વાયદો આપેલ કે જાલેમ અને સીતમ ગુજારનારાઓને આ ઓહદો હું આપીશ નહીં. તેઓ ફરેબ કરશે પણ તે વધુ વખત ચાલવાનો નથી. વિચાર કરો કે હવે આ ખુદાતઆલાના કોલ તમારા ગારમાં છુપાઇ રહેનાર ઇમામ માટે છે અથવા તો મૈલાના ઇમામ મહમદ મેહદી ઇબ્ને રમી અબદુલ્લાહ માટે છે.

હજરત મહમદ મુસ્તફા રસુલ (સ. અ. વ) ની એક હદીસ, જે સહીહ બુખારીના પારા ૭ પાનું ૧૦૨ મા છે, તેમાં ફરમાવેલ છે કે—

## હદીસ.

" લન અર્ઝ તખલુલ અરેજ઼ ફી ઈમામલ હયુલ કયુમ યત-કલમુન ાાસ અલા ઉકુલેહીમ બીલ હીકમા વહવા અલા સરાતલ મુસ્તકીમ."

ભાવાર્થ:—રસુલિલ્લાહ (સં) એ ફરમાવ્યું છે કે જમીન ઇમામ વગર કોઇપણ વખતે ખાલી રેહવાની નથી અને તે ઇમામ ઝમાના પ્રમાણે માણુસો સાથે હિકમતથી બોલતો રેહશે અને તેજ ઇમામ ખરા મારગે દોરવનારો છે.

મારા મહેરબાન મિ. ગૈયન અમોએ તમોને ચાલુ કુરાન તથા હદીસ મુબારકથી હાઝર ઇમામની શનાખત કરાવી છે અને જેમાં તમોને જરા પણ ચુંચાં કરવાની જગા રાખી નથી છતાં પણ જો તમો તમારી આદત પ્રમાણે ફરી ઘાણીના બેલ બનવા કોશીશ કરશો તો દુનિયા એ તમારા કૃત્યને નફ્ટાઇ સિવાય અન્ય શું કિંમત કરે? કારણ આપને ઇમામે જમાનને ઓળખવાનો ખરો માર્ગ બતાવી આપવામાં આવેલ છે અને જો કદાચ ચાલુ કુરાન કરતાં ત્રણગણો પેલા ચામડાના કોથળાવાળા કુરાનમાં એથી કાંઇ વધારે અથવા તો તમારા ગૈબ ઈમામના બારામાં અન્ય કોઇ સનદ ચાલુ કુરાનમાં લખેલ હોય તો દુનિયા સામે રજુ કરશોજી.

## ઇસ્માઇલી પાક ઇમામો પર કેહવાતા આક્ષેપોનો જવાબ.

મીસ્ટર ગૈન જે પોતાની લખેલ કિતાબ "ઇસ્ના અશરી સચ્ચાઇનો સિંહનાદ" માં ઇસ્માઇલી ઈમામોના વિરૂધ્ધ

આક્ષેપો કરવામાં સદર પુસ્તકના પાના કાળાં કર્યાં છે કારણ કુરઆન વિષેની પોતાની માન્યતા છુંપાવવા ઇસ્માઇલીઓ ઉપર કાંતો તેઓ કુરાનમાં ફેરબદલી થયાનું માનવાનું આક્ષેપ પેશ કરે છે અને કોઇ ઠેકાણે કોરટની જુબાનીઓના તાનમાં મશગુલ થાય છે અને કોઇ ઠેકાણે ઇમામોના ફરમાન અને તેના વરતનનો તોલ કરવા પોતાની ટુંકી અને અજ્ઞાનતાની નજર દોડાવે છે. શાબાસ તેઓએ પોતાના મનમાં સમાયેલ દુશ્મનાઇનો બુખાર ખુબજ બાહેર કાઢયો છે અને પોતાના જેહર ભરેલા દાંત વડે કરડવાનો પ્રયાસ કરયો છે, પણ તેમ કરતી વખતે તેઓ સમજયા નહી કે જે પાના હું ચિતરું છઉં તે ઉપરથી હું મારાજ ભોપાળા ખોલવાને ઉત્તેજન આપી રહયો છું અને મારી દુશમનીના બુખારને હુંજ દોજખના પાણીથી બુઝાવી રહયો છું અને તેઓ શું એ પણ જાણતા નહી હતા કે મારા દાંતનો જહેર માટે કોઇ મત્રિક મને ઉલટો પછાડસે પણ જયારે માણસ પોતાની વાસનાઓને આધીન થાય છે તે વખત તે માણસ જગતને કાળું જુવે છે હક રસ્તાને છોડી તે ઓડે મારગે ઉતરી જાય છે અને પેટ ભરવા ખાતર અસંખ્યાત ફરેબ અને મકરની જાળ પાંથરે છે અને એ માણસો દીન અને દુનીયા બને હાથથી ગુમાવી બેસે છે "મુઝબઝબ બઇન ઝાલક" વચમાજ અધર લટકી જાય છે એવા માણસો "ન ખુદા હિમલા ન વિસાલે સનમ ન ઇધ્ધા કે રહે ન ઉધર કે રહે." થઇ જાય છે.

મીસ્ટર ગેન તમો પાક ઇસ્માઇલી હાઝર ઇમામ ઉપર ખોટા આક્ષેપો કરી વાદ વિવાદના મેદાનમાં ઉતરી પડયા

છો અને તેમજ તમારા ગોઠિયાઓ પણ ઈમામની પવિત્ર જાત પર દર વખત પોતાની બેવકુફીમાં ફસાઇ તમારોજ પાઠ ભજવી બતાવે છે પણ આ તમારા પવિત્ર ઈમોમો માટે કાંઇ નવા નથી તે ઘણા જુના કાળથી તમારા જેવાઓએ તે ઓશ્રીની જાતપર ચાલુ રાખેલ છે હજરત રસુલ ( સ. અ. વ. ) જેવા જે બધી બુરાઇઓથી છેટા રહી પાક રસ્તો બતાવનારા હતા તેમના ઉપર પણ તમારા જેવા ઘણા લોકોએ કોઇ વખતે પાગલ અને કોઇ વખતે જાદુગરનું તોહમત મુકતા હતા. તેઓએ એટલે દરજ્જે સુધી નુતેચીના અને ખોટા આક્ષેપો કરયા કે તે સાહેબ એ પોતાના સલક પુત્ર ઝેદની સ્ત્રી ઝેનબ સાથે જબરદસ્તી શાદી કરી ખરૂં જોતાં રસુલલિલ્લાહ પાગલ પણ નહી હતા અને તેઓ જાદુગર પણ નહી હતા તેમજ તેઓએ પોતાના નુનરી બેટાની બીબીથી સાદી પણ કરેલ નથી. અને રસુલલિલ્લા તે વખતે બાઇ-ઓમાંથી કોઇનો બાપ નહીં હતો જેના માટે આ ચાલુ કુરાન મક્રમ સાક્ષ આપે છે.

## કુરાન સુરએ અહેઝાબ આયત ૪૧.

**“માકાના મોહમદુન અબા અહદિમ મિંર રજાલેકુમ વલાકિનર રસુલિલ્લાહે વખાતામન નબીયીના.”**

ભાવાર્થ:—(અય લોકો) મહમદ તમારા (મર્દ માણસ)-માંથી કોઈ એકનું પણ બાપ નથી. પણ તે અલ્લાહનો રસુલ છે અને બધાએ નબીઓનો સરદાર છે.

**કુરાને શરીફ સ્કરે અંબીયા આયત ૨.**

**મા યાઅતિહિમ મિન ઝિક્રે મિ રબ્બેહિમ મોહદ્દસ્ત ઈલ્બા અસ્તમઉિતા વહુમ યલઅ બુન.**

ભાવાર્થઃ તેઓની પાસે પોતાના પરવરદિગાર તરફથી નવી મોકલેલી એક પણ શીખામણ આવતી નથી, કે જે સાંભળીને તેઓ મશ્કરી કરતા નથી.

એજ પ્રમાણે હઝરત રસુલ ( સ. ) પછી ઇસ્લામ દીનના પેશવાઓને દીનના વિરોધીઓએ વગોવવામાં પાછી પહાની કરી નથી. તવારીખના પૃષ્ઠો સાફ દેખાડે છે કે, હજરત મુરતઝા અલીને પણ જાદુગર કહેતા હતા તથા ઇમામ હુસેન જેઓ દીનના માટે સત્યાગ્રહ કરનાર અને પોતાની કુરબાનીથી દીન ઇસ્લામની સત્યતાનો આખા જગતને પાઠ શીખવનાર પવિત્રતાના ભંડાર છે તેમને પણ યાગી અને બાગી (રાજદ્રોહી) કહી પુકાર કરતા હતા. અને એવાજ અશ્રધાલુ લોકો રસુલ અને ઇમામ ઉપર નુકતેચિની કરતા રહ્યા છે. તેઓ એ વાત ખુબ સમજતા હતા કે રસુલ અને ઇમામ પોતાની વાસનાઓના આધીન થઇ કોઈ પણ કામ કરતા નથી, પણ તેઓ તો ખુદાના હુકુમ અને તેનીજ મરજીથી બધું કાર્ય પાર પાડતા હતા. અને તે માટે આ ચાલુ કુરાન પણ સાક્ષ આપે છે.

**કુરાને શરીફ.**

**"વમા યનતુકો અનિલ હવા ઇનહુ ઇલ્લા વહુય યુહા."**

ભાવાર્થ:—ખુદા ફરમાવે છે કે મારા પેગંબરો કોઇ પણ કામ પોતાની વાસનાને આધીન થઇ કરતા નથી પણ જે કાંઇ તેઓ કરે છે તે વહીના આધાર (એટલે મારા ફરમાન) થી કરે છે અને એજ પ્રમાણે ખુદાવિંદ આલમીન પવિત્ર ઇમામના બારામાં પણ ચાલુ કુરાનમાં ફરનાવે છે.

## કુરાને શરીફ સુરે અંબીયા આયત ૭૩.

**"વજઅલનાહુમ અઇયમતન યહદુના બઅમરેના અવહઈના એલહુમ ફેલલખેરાત."**

ભાવારથ:—ખુદાવંદે આલમીન ફરમાવે છે કે મે તેઓને ઇમામ બનાવ્યા. તેઓ મારા ફરમાન વડે હીદાયત કરતા હતા અને વહી મોકલવામાં આવી તેઓ ઉપર અને તેઓ સતકારયના પ્રેરક હતા.

મારા પ્રિય મીત્ર મીસ્ટર ગઇન મજકુર આયત જે પાક રસુલ તથા પાક ઇમામના શાનમાં ચાલુ કુરાને શરીફની અંદર દર્શાવેલ છે તેથી સીધ્ધ થયું કે ઇમામ અને પૈગંબરોનાં સરવ કાર્યો ખુદાવંદ આલમીનના હુકમ વડેજ હોય છે એમા શક લાવનાર તથા આચકો ખાઇ ટીકા કરનાર બધા રસુલના તથા ઇમામના અને ઇસ્લામના પણ દુશ્મન છે. જે પેગંબર અને ઇમામોના કાર્યો અને ફરમાનો છે તે ખુદાની ઇચ્છાથી જુદા હોતા નથી કારણ તેઓ તેથી જુદા નથી જેવો જમાનો હોય તેવાંજ ફરમાનો તથા કાર્યો પેગમ્બર તથા ઇમામ કરે છે, એમાં શક લાવવાની કોઇ પણ જરૂર હોતી નથી કારણ કે તેઓ અકલે કુલ અને મઝહર જાતે ખુદા છે તેઓના

બધા કામોમાં હિકમત જોવામાં આવે છે. ઇમામ તથા રસુલની હિકમતથી ભરપુર કારકીર્દિમાં પોતાની નાકીસ અકલથી દખલ દેવી પોતાની આકેબત બગાડવા જેવું છે. શું એક અજ્ઞાન માણસ સરવજ્ઞ, બુધ્ધી ધરાવનારની પરિક્ષા કરી શકે છે અથવા એવો નજીવો માણસ તેઓની હિકમતને સમજી શકે છે? કદીપણ નહી. કારણ કે ખુદાવંદ આલમીન પોતાના પાક કલામમાં ફરમાવે છે કે માનવીઓ! મેં તમોને ઘણોજ થોડો ઇલમ આપેલ છે જુઓ.

## કુરાને શરીફ.

### "વમા ઉતિયતુમ મિનલ ઇલ્મેઇલ્લા કલીલા."

ભાવારથ:—મેં તમોને બહુજ થોડો ઇલમ આપેલ છે.

એથી સિધ્ધ થયું કે આ દુનીયાનાં થોડા ઇલમવાળા માણસો સરવ વસ્તુઓની હિકમતને સમજી શકતા નથી આપણે એ તો જાણીએ છીએ કે ઇમામ માઅસુમ અને પાક છે. તેઓની ઝાત બાબરકાતના વિષે કોઇ શંકા ઉદ્દભવી ન શકે. જે કાર્યોનાં રહસ્યને સામાન્ય માણસની બુદ્ધમાં વિરૂધ્ધ દેખાય, તેમાં ઉપર કહ્યું તેમ ઇન્સાનનું જ્ઞાન પહોંચી વળવા અશકત છે, છતાંય એવા ઘણા અકલના આંધળાઓ પંજતનનુર હજરત હસન (અ,) જેવાપર પણ આક્ષેપ કરતા હતા કે તેઓ તો રામ નીકા કરી સવારે તલાક આપતા હતા, તેથી તેમને 'કસિરૂતલાક'નું ટાયટલ આપતા હતા છતાં તેઓ જાણતા હતા કે તે પાકજાત ઇમામ નીશકલંક હોવાનું ખુદાતાલા એ ફરમાવેલ છે.

## કુરાને શરીફ: સુરએ અહઝાબ આયત ૩૩.

**ઈન્નમા યોરીદુલ્લાહો લેયુઝહેબા અન્કોમુ રરિજીસા અહલલ બયતે વયો તહહેરા કુમ તતહીરા.**

ભાવારથ:—ખરેખરે ખુદા એ ઈચ્છે છે કે (અયમહોમદ) તારા ઉપરથી અને તારી અહલુલ બયત મહોમદ અલી ફાતીમા હસન અને હુસેન (તેમજ ઝમાનાના ઈમામ) ઉપરથી કલંક કાઢી નાખ્યા છે અને એવા પવિત્ર કીધા કે જે પવિત્ર કરવાનો હક હતો (નિષ્કલંક)

મીસ્ટર ગઈન આ મજકુર આયતો જે કુરાન શરીફની છે અને જે કુરાનને તમો માનવાનું જાહેરમાં ડોળ ઘાલો છો તે વાંચીને તમારા મગજમાં જે ભુસો ભરાઈ ગયેલ હતો તે વિચાર કરવાથી જરૂર નીકળી જશે કારણ કે જે હસ્તી નીમવા માટે ખુદ ખુદાવંદ આલમીન સાક્ષી પુરે તેઓ ઉપર તમારા જેવાઓ અકલના આંધળા અને ટુકી બુધ્ધીવાળાઓ કયા ઝાડનો પાલો છે જે ઈમામોની પવિત્ર ઝાત ઉપર ખોટા આરોપ અને કલંક લગાડી પોતાનું મતલબ મેળવી શકે? કારણ કે તે સરવ કલંકથી પાક છે અને તેઓના કારકીરદીમાં પોતાની અલ્પ બુધ્ધી પ્રમાણે કલંક ચઢાવી ટીકાઓ કરવી, ખરેખર દીનના દુશમનોનુંજ કામ છે એ નુરાની હસ્તી પવિત્ર ઈમામ પંજતનના વંશમાં સીધા ઉતરી આવેલ હાલના જમાનાના ઈમામ ઈસમાઈલીઓમાં મોજુદ છે અને એમના ફેલ અને કોલ ખુદાના ફઈલ તથા કોલ છે. મીસ્ટર ગઈન તમો અને તમારા ગોઠી-

થાઓ ઇસ્માઇલી પવીત્ર ઇમામોની શાનમાં અણછાજતા આક્ષેપો કરો છો અને તેની રેહણી કરણી ઉપર ધિક્કા:રવાલાયક ટીકાઓ કરો છો તેથી તમો અને તમારા ગોઠીયાઓના નામો મહંમદ અને આલેમહમદની આલના દુ:શમનોના નાપાક લીસ્ટમાં લખાશે અને ઇસ્માઇલી મોમિનોની લાગણી તમો તમારા કુટીલ વીચારો વડે દુખાવી રહ્યા છો તેનો આસ્માની ઇન્સાફ તમારા માટે થવાનો છે અને ચાલુ કુરાન માનવાનો તથા અમલ કરવાનો તમો જે ડોળઘાલુપણું વાપરો છો તેના પણ તમો લાયક રેહવાના નથી.

મીસ્ટર ગઇન આગળ જતા તમારાજ લખાણથી સિધ્ધ થાય છે કે તમો ખોજા ઇસ્નાઅશરી ફીરકાવાળાની માન્યતા રસુલ (સ અ. વ) ની નબુવત અને અલી (અ.) ની અમીરૂલમો હમીન બરહક સમઝવાની માન્યતાથી લાખો ગાઉનો ફેસલો જણાય છે કારણ જે તમારા ચાલુ ડોળ ચાલુ મજહબએ તમોને એવી ડોળઘાલુ હીદાયત આપી છે કે પ્રત્યેકબી અને ઇમામોના ફેલ તથા કૈલને સમજ્યા વગર પોતાની કનિષ્ટ બુધ્ધિથી તેઓ પર ટીકા કરવી એજ તમારા ધરમનો સિધ્ધાંત જોવામાં આવે છે.

આ તમારા સિદ્ધાંત પરથી તમને એમ પણ કેહવાનો અગત્ય છે કે, રસુલ (સ અ. વ.) અને અબુ સુફિયાનના વચ્ચે જે વખને અહદનામું લખવામાં આવ્યું તેમાં કાતએ હજરત મહંમદ (સ અ વ.) રસુલિલ્લાહ" ના શબ્દો લખેલ હતા તે વખને અબુ સુફીયાને

વાંધો લીધો કે આ "રસુલિલ્લાહ" નો શબ્દ આ અહદનામા-માંથી કાઢી નાંખવો જોઇએ કારણે જે હું તેને રસુલિલ્લાહ માનતો નથી જો હું તેમને રસુલિલ્લાહ માનત તો તેઓ સાથે લડાઇ કરી હરીફાઇમાં ઉતરતેજ નહીં અને આ અહદ-નામો લખવાનો વખત પણ આવત નહીં માટે આ રસુ-લિલ્લાહનો શબ્દ છેકી નાખી તે ઠેકાણે ફકત મહંમદ બિન અબ્દુલાહ લખો તો હું કબુલ કરીશ. અંતે અહદનામામાં લખેલ રસુલિલ્લાહ શબ્દ પોતે નબી સાહેબે પોતાના મુબા-રક હાથથી છેકી નાખ્યો.

એજ પ્રમાણે અબુ સુફિયાનના છોકરા માવિયાના સમયમાં પણ એક એવેજ પ્રસંગ આવ્યો હતો એટલે સિફ્ફીનમાં જે અહદનામું ઇબ્ને અબ્બાસે લખ્યો હતો. જેમાં અમીરૂલ મોઅમનીન અલી જગે કરી લખ્યું તે વખતે તેમાં માઅવિયાએ વાંધો લીધો કે હું હજરત અલીને અમીરૂલ મોઅમીનીન તરીકે કબુલ રાખતો નથી. અગર જો હું તેઓને અમીરૂલ મોઅમનીન કબુલ કરતે તો આ અહદનામુ લખવાની કોઇ પણ જરૂર નહીં હતી. અને તેઓ સામે લડાઇમાં ઉતરત નહીં માટે આ અમીરૂલ મોઅમીનીન શબ્દ કાઢી ફક્ત અલી ઇબ્ને અબી-તાલબ લખો તે વખતે પણ ખુદ અલી અ૦ પોતાના હાથ મુબારકથી અમીરૂલ મોઅમનીનનું લખેલ ખીતાબ છેકી નાંખ્યો. (જુઓ સવાને હ. ઉમરી હ અલી અ૦) તથા તવારીખ શવાહિદન નબુવત તથા તવારિખે ઇસ્લામ અને તવારિખે આસમે કુફી અને તવારીખ હબીબુસીયર )

મીસ્ટર ગૈન હવે તમો શું કહેવા માંગો છો? આ જુઓ તમારા અકીદા પ્રમાણે મુદ્દો આવીને ઉભો રહયો. કારણ કે હઝરત મહંમદ મુસ્તફાએ રસુલિલ્લાહનો શબ્દ તથા હઝરત અલી અ૦ એ અમીરૂલ મોઅમીનીનનો ઇલકાબ અહદનામામાંથી કાઢી નાંખ્યો. એમ કરવાથી તમારી માન્યતા પ્રમાણે તો હઝરત મોહમદ મુસ્તફાની રસાલત કાયમ રહી નહીં અને હઝરત અલીની ઇમામત પણ કાયમ રહી નહીં. કારણ કે તેઓ પોતાના હાથેજ પોતાના ઇલ્કાબ એ ઠેકાણે કાઢી નાંખે છે સુબ્હાનઅલ્લા એગર તમારા ચામડાના કોથળાવાળા કુરાનમાં તમારા મઝહબને હિદાયત આપી છે, કે દરેક પેગમ્બર અને ઈમામની રેહણી કરણી પર કિયાસ કરવો. મિસ્ટર ગૈન એવી ધારમીક અંધ શ્રદ્ધાથી બચો અને તોબા કરો અને એવા વગર પાયાના આક્ષેપો તમો જે પાક માસુમ ઇસ્માઇલી ઇમામો પર સમજ વગર નાખો છો. મેહેરબાન જરા વિચારો અને દુનીયાના માટે દીન બરબાદ ન કરો, ખુદાથી ડરો, રસુલથી શરમાઓ, ફાતિમાના રૂહને ન સતાઓ આખરતના આઝાબને યાદ કરો જે જમાનાનો ઇમામ કાયમો દાયમ આલે મહંમદ પાકપાકિઝા તય્યબો તાહેર નાફેલ અને કોલપર આક્ષેપો નહીં કરો. હદ ઓળંગી ખોટી ટાકાઓ કરી તમારૂં પાપી પેટ ન ભરો પોતાની નાકસ ખુશીના કુવામાં પડી પોતાને મુરદાર ન બનાઓ જે જમાને ઇમામ સુરય પ્રમાણે ચમકી રહયો છે જેથી કોઇ પણ અજાણ્યો નથી તેની ગુલામીની દોરી પોતાની ગરદનમાં નાખો ખુદા અને રસુલના હુકમ

પ્રમાણે ઉલ્લ અમ્રની ઇતાઅત કરવી વાજબ છે તેને શરણ થાઓ મારા વિછડી ગયેલ ભાઇ મુલ્લા મોલવીઓના ફંદામાંથી નીકળી અમારા સાથે બગલગીર થાઓ થોડા વખતના માટે તે ચામડાના કોથળાવાળા કુરાનને બાજુ મુકી ગારમાં સંતાઈ રેહનાર ઇમામની આશા છોડો કદાચ તે તમારી માન્યતા પ્રમાણે પ્રગટ થાશે અને ચામડાના કોથળાવાળો કુરાન આ જાહેર દુનિયાને દેખાડશે તે વખતે એ બંને પોતપોતામાં સમજી લેશે. તૃષ્ના બુઝાવવા માટે જાહેર પાણી મોજુદ છે. તેને તમો છોડી દઇ જમીનમાં છુપાઈ રહેલા પાણીને કાઢવા શા માટે ફોકટની મહેનત કરો છો ? અને તે પાણી પણ ખારૂં નીકળશે કે મીઠું તે અત્યારે સમજી ન શકાય માટે આ અમારી તમારા પર આખર હુજ્જત છે, મીસ્ટર મેન ખરૂં પુછો તો આ ખોજાનો ટાયટલ પણ પીર સદરદીનની મેહરબાનીથી મળેલ છે તે પીર સદરદીન સાહેબના વખતમાં ૧૦-૧૧-૧૨ માં તમારા કહેવાતા ઇમામોનો વખત ન હતો પણ તે વખતે તો હઝરત મોલાના ઇમામ ઇસ્લામશાહ અ૦ ઇમામતની ગાદી પર જલ્વગર હતા અને તેંજ ઇમામના ફરમાનથી અત્રે હિન્દુસ્થાનમાં પીર સદરદીન સાહેબ પધારી આપણા વડવાઓને એજ ઇસ્માઇલી ઇમામનો ઘર દેખાડયો હતો જો કદાચ કોઇને પીર સદરદીન સાહેબનો બતાવેલ માર્ગ અને ઇસ્માઇલી ઇમામોની બયતથી ઇન્કાર હોય તેઓએ જે "ખોજા"નો ખિતાબ પીર સદરદીન સાહેબની મેહરબાની વડે મેળવેલ છે તે તેઓએ છોડી દેવો ઘટે કારણ કે સુરતે ઇન્સાન સ્તરતે શેતાન ન હોવી જોઇયે એક

મ્યાનમાં એ તલવારો રહી શકવાની નથી બીજાઓના ઘરની ચાકરી કરી પીરસદરદીન સાહેબની મેહરબાનીથી મેળવેલ " ખોજા " નો ઇલ્કાબ ધારણ કરવામાં પોતાનું ગૌરવ સમજવો એ તો એક બેમાની નહી નફ્ટાઇજ કેહવાની કારણ કે એક સાંચો મુસલમાનેજ વખત પોતાનો ધરમ છોડી પરધરમીઓના ટોળામાં શામીલ થાય છે તે વખતે તેને મુસલમાન કેહવાડવાવાનો કોઇ પણ હક હતો નથી અને તેમજ તેના ઇમાનદાર માબાપોએ આપેલ નામ ઉપરથી પણ તેનો હક ઉડી જાય છે, મીસ્ટર ગૈન હું તમને હવે વધારે ગુંચવણમાં રાખવા ઇચ્છતો નથી. કારણ જે કોઇ વખત એવો હતો કે તમો જે ટોળામાં છો તે ટોળો પણ તે વખતે અમારી માન્યતા જેવીજ માન્યતાનો હતો માત્ર ફરક એટલોજ કે અમારો મારગ હક હોવાના લીધે અમારી હુજ્જત કાયમ રહી. અને તમારો ટોળો અવળે મારગે દોરવાઇ જવાના કારણે ઇમામ વગર રખડી પડયો. ભાઇઓ તમો જે ગામના ભોર છો તેજ ગામના અમે બાવળ છીએ માટે સમજો અને પ્રકાશનો સ્વીકાર કરો.

## મઝહબે ઈશના અશરીઓના ધતીંગો અને તેનાં મોઢે માગ્યાં ઈનામે.

દુનીયાનો રીવાજ છે કે ચોર લોકો હમેશાં અધારાને વધારે પસંદ કરે છે તેઓ ખુદા પાસે દુઆ માંગે છે કે અંધારાની રાત કાયમ રહે પણ કુદરતના કાનુન મુજબ જે વખતે સુરયનો ઉદય થાય છે તે વખતે અંધારા વાળી

રાત મટી જાય છે ને પોતાની મેળે અંધારાના ચાહકો બદ-
કામ કરનારા ચોર બદમાસો લુટારાઓ વ્યભીચારીઓ ફરે-
બીઓ વીગેરે સંતાઇ જાય છે સુરયનો જગજગાટ મારતો
પ્રકાશ જોતાં જેમ ઘુવડ આંધળું બની જાય છે તેવા ઘુવડો
પોતાના નાપાક આ માલોનું કાળું દફતર ચીતરવાને ના
હીંમત બની જાય છે ઘુવડની માફક તે પ્રકાશના ઉજળા
કીરણો પડતાં તેઓ આંધળા બની બેસે છે કારણ તે પ્રકાશના
**પ્રકાશિત કિરણો** વડે તેવા બદબખ્ત આચમાલીવાળાઓના
ભોપાલા ખુલ્લાં પડી જાય છે ને સત્ય બહાર આવે છે.

મારા જુના મીત્રો મી૦ ગન! જીમ! અઝીઝ! એ
અંધારાનો જમાનો વહી ગયો છે. હાલમાં સુરયનો પ્રકાશ
ઝળહળી રહેલો દુનીયા નીહાળી રહી છે, જેથી તમારા તે
ધતીંગો કદીય ચાલી શકવાના નથી. તમારા મઝહબના ઉલ-
માઓ એવું સમજતા કે આ અંધારૂં સદાને માટે દુનીયા
પર છવાએલું રહેશે ને અમે અમારી ધારણાની ફરેબની જાળ
બીછાવી ભોળાઓને ભમાવી ફસાવતા રહેશું, અને અમારૂં
મન માન્યું ગાડું કાયમ ચાલતુજ રહેશે, અમારી ખોટી
રિવાયતોવાળી જુઠી વરતણુકો અમારા હુકમથી લોકો માનતાજ
જશે તેવણ સાહેબોને એ ખબર નહીં હતી કે ઇસ્મા-
ઇલી ફિદાઇઓ સુરય મીશાલ સરાતલ મુસ્તકીમ રૂપી ધરમનો
મારગ રોશન કરી અંધકાર ભરેલી કાળી વાદળીઓની
ઘટાને ઉડાવી મુકશે અને તેવા અંધકારને પસંદ કરનારાઓના
ભોપાળાંઓ ખોલી બહાર લાવી અજવાળુ પાડશે હંમેશાં
કુદરતનો કાનુન છે કે અંધારા પછી અજવાળુ જરૂર આવે

છે ને અજવાળું આવતાં જેમ જેમ તેનો પ્રકાશ ફેલાતો જાય છે તેમ તેમ અંધારૂં ત્યાંથી સો સો કદમ દુર ભાગતુ જાય છે

ખરી હકીકત જો તપાસવા બેસીએ તો ઇસ્લામનો જે ખરો રંગ હતો તેને તમારા મઝહબના ઓલમાઓએ તદન રૂપાંતર કરી નાંખ્યો છે ને ઇસ્લામના પાયા (મુળ)ને ખોદી તેને હચમચાવી (પાયમાલીના સ્વરૂપ) મુકયો છે.

જુઓ ! જુઓ ! નીચે લખી હીકાયત પર જરા તમો ગૌરથી જુઓ !!! તમારા માની લીધેલા ઇમામ મહેંદી સાહેબને સરમનરાય (સામરા)ની ગુફામાં છુપાઇ જવાની તમારી મનઘડીત હીકાયતોને થોડો ટાઇમ ગુજર્યો નહીં હતો કે તમારા મજહબના ઉલમાઓ અને મુજતેહદો પોતાની મરજી મુજબ તે ગુફા ઉપર અંદરો અંદરથી ચુંટણી કરી તે ગાયેબ બતાવેલ ઇમામના નાયબ તરીકે બની બેઠા ને એક પછી એક નાયબ થતા રહી ચાર પહેડીએ ચુમોતેર વરસ સુધી ગાડું ગબડાવ્યું બિચારા ભોળા ભટ. ને જાહીલ માણસો જે ઇમામના હક તરીકેની ઇમામને આપવાની ભેટ સોગાદો ખુમ્સ તથા નજરો નિયાજના પઇસા એકઠા કરી લાવતા હતા તે ઉપર પ્રમાણે નાયબે ઇમામની ડીગ્રી ધારણ કરી બની બેસનારાઓ પોતાનાજ પેટમાં હજમ કરવા લાગ્યા ને માણસોને સમજાવતા હતા કે ઇમામ ડુક મુદતમાં બાહેર પ્રગટ થવાના છે ને જેથી તે સમયને તેઓ ગૈબતે સુગરાના નામથી યાદ કરાવતા હતા. રફતે રફતે આ પોપાબાઈનો ત્રાગડો ખુલ્લો થવા લાગ્યો ઇમામના હકનો પઇસો

ઇમામના નામે જે ભોળા લોકો પાસેથી નાણા ઉધરાઈ થઇ આવતાં ને નાયએના પેટમાં પડતાં, પરંતુ સિહણનુ દુધ સોનાના વાસણ વગર જીરવી શકતુ નથી તેમ, તે નાણાની બદહજમીયત થવાથી અંગમાં ફુટી નીકળ્યા ને બીછાવેલી કરોળીયા ફરેબી ઝાળ તુટવા લાગી તે દ્રશ્ય નિહાળી. તમારા ઉલમાઓએ ફરીથી ભોળાઓને ભમાવવા નવો તરકટ ઘડવાના ઇરાદાએ જાહેર કર્યું કે હાલમાં ઇમામને બાહેર આવવા માટે ઘણાં લાંબા ટાઇમની જરૂર છે ને તેનુ નામ ગૈબતે કુબરા ઠરાવ્યું આવુ નવું તરકટ ઉભુ કરવાનુ કારણ એ હતુ કે જે ઇમામના નામે ભોળા લોકો પાસેથી નાણા ઉઘરાવી લાવતા તે બીજાનો હક હજમ કરનાર નાયઓને ઉઠાડી મુકવામાં આવ્યા હતા. ને તેથીજ ભોળા માણસોને સમજાવવા તમારા ઉલમાઓએ આ નવી જાળ બીછાવીને લોકોને તેમાં ફસાવવા શરૂ કીધા, તે વખતે એવું જાહેર કરવામાં આવ્યુ કે આપણા ગુનાહો ઘણા વધી ગયા છે તેથી તે ગાયેબ થયેલ ઇમામ દીદાર પણ આપવાવાળા નથી ને લાંબા ટાઇમ સુધી પરગટ પણ થનાર નથી ને તે બાબત સીધ્ધ કરવા માટે મનઘડીત હદીસોને કુરાને પાકના મનઘડીત અર્થોથી સમજાવ્યા.

મારા મંત્ર મી૦ ગઇન! અજાયબ પામવા જેવી દલીલ તો એ દેખાય છે કે જે જમાનામાં યઝીદ જે અને **મરવાન** તથા **મનસુર** હજાજ જેવા બની ફાતમોના લોહીના તરસ્યાઓ મઉજુદ હતા એ કટાકટીના પ્રસંગોમાં તો ઇમામ કોઇ પણ ગુફામાં ગાયબ

નહીં થયા અને તે જમાનાના લોકોથી એટલા નારાજ નહીં થયા કે પોતાનુ મોઢું પણ દુનિયામાં દેખાડવા માટે ગેર-હાજર રહ્યા હોય ! વિચાર કરો ! મારા મિત્ર ! શું તમારા લોકોના ગેર આઅેમાલો મઝકુર દુશ્મને આલે રસુલના કરતાં પણ એટલી બધી હદ સુધી વધી ગયા છે કે તમારી માન્યતાના ઇમામ સાહેબ તમારાથી ખફા થઇ તમોને મ્હોઢું પણ દેખાડવા ઇચ્છતા નથી ! ને તમોએ તમારા ઇમામની દીદાર તલબી કરવા ખાતર તમારા આઅેમાલ સુધારવા શું હજી સુધી કાંઇ ઉપાય નથી લીધા કે તમો તમારી માન્યતાના ઇમામના દીદારથી હજુ ન પણ બેનસીબ છો ? તમારા મુજતેહદો તથા ઉલમાઓનો પણ કોળ છે કે જે વખતે ચાલીસ ઇમાનદાર મોઅમીન કાયમ રહેશે તે વખતે તમારા ગાયબ ઇમામના આજ અગીયારસો વરસ થયાં ગારમાં છીપાઇ ગયાનુ' પ્રગટ થશે ઘતી ગ લોકોને મનાવવાનો યત્ન કરો છો, તે શું અગીયારસો અગીયારસો વરસ વીતી જવા આવ્યા છતાં તમારામાં ચાલીસ મોમીનોની પણ સંખ્યા કાયમ થઇ નથી તેટલા મોઅમીનો કાયમ કરવાને હજુ કેટલાં વરસો તમો વીતાવવા જરૂર ધારો છો અજાયબીતો એ છે કે તમારા મ્હોટા મ્હોટા આલીમો ઇમામના નાયબનો દાવો કરનારા મુજતેહદો વિગેરે મળી તમારી માન્યતા મુજબ એવા મોમી-નોની સંખ્યા પુરી કરવા માટે લાયક નથી કે જેના પરિણામે જે ઇમામની હુજજત તથા ઝહેર મોજુદગી કયામત સુધી આ દુનિયામાં હોવાના કાઇલ હોવા છતાં, એવી પવિત્ર ઝાતના

દીદારનો લાભ મેળવવાથી અભાગ્યા બની બેઠો છો મહેરબાની કરી જણાવશો કે કયે વખતે હું તો ધારૂં છું કે કયામત શુદ ૨ ને અમવાસે તો નહિ! પેલા અંગ્રેજીમાં કહે છે તેમ તેઓશ્રી વખતે *Grrk Calends* માં પધારે નોગે અજાયબી ન સમજાય!! ચાલીસ મોમીનો તમારામાં પેદા થશે ને તમારા નેક આઅમાલોનું દફતર તમારી માન્યતાના ઇમામ સાહેબ પાસે પહોંચશે ને તેઓને સંતોષ થાય ને દુનીયામાં ઝહુર ફરમાવે? તેનો ખુલાસો મહેરબાની રાહે જણાવશો તો વધારે ઇચ્છવા યોગ્ય ગણાશે

મારા મીત્રો! એ તો તમોને બાદજ હશે કે કનેરી તેમને હીજરી સન ૯૧૬ માં ફરીથી તમારા ઉલમાઓએ એક ઇરાનના બાદશાહને તમારી માન્યતાવાળા ગાયેબ ઇમામ સાહેબના નાયબ બનાવવામાં આવ્યા ને તેના આગળ માણસોને સુજીદો કરાવવાનો પણ પ્રયત્ન કીધો અને તે ઇરાની શાહે પોતાની જો હુકમીથી મઝહબે ઇસ્નાઅશરીમાં લોકોને દાખલ કરવા સારૂ કોશેષો કીધી જે માણસોએ તે ઇરાની બાદશાહને સુજીદો કરવાથી ઇન્કાર કીધો તેને કતલ કરવામાં આવ્યા એટલે સુન્નત વલજમાયતના ઇબાદતના મકાનો બંધ કરાવ્યાં અને મિમ્બર ઉપર બેસી ખુતબાઓમાં નબી રસુલિલ્લાહ (સ૦)ની ઘરવાળીઓ બીબી આયસા તથા બીબી હફસા અને મોટા મોટા અસહાબોના ઉપર ખુલેખુલી લાનતો કરી કરાવી છે જે આજની ઘડી સુધી તમારા મજહબના ફુરૂઅ નંબર આઠમા પ્રમાણે **તબર્રા** કરવા જાએજ રાખવામાં આવેલ છે, તેનુ પરિણામ છે ને ત્યારથી તમો તે ક્રિયા

ઉ-તમ સમજી હમેશાને માટે બજાવતા આવો છો. તમારા વાળાઓને તેટલાથી પણ સંતોષ નહીં થયો જેથી સરે બાજાર તેઓ ઉપર લાનતો કરવા કરાવવાનુ શરૂ કરયું. અને એટલે સુન્નત વલ લજમાએતની મસજીદો (ખાને ખુદા)ની બેઅદબી કરી પાયમાલી કરી નાંખી ને હજારો ઉલમાઓને કતલ કરાવ્યા. ઉપરાંત તમારી હસદની અગ્નિ એટલી હદ સુધી પહોંચી કે ગુજર પામેલા સુન્નત વલ જમાયતના ઉલમાઓની કબરો સુધ્ધાં ખોદાવી તેના હાડકાંઓને બહાર કઢાવી બાળી નંખાવ્યા ( તોબા ! તોબા ! ) તથા કાઝી નસીરૂદ્દીન બેઝાવી વિગેરે વિગેરેનાં ઘરબાર લુંટી તેઓને દરબદર કરી નાખ્યા છેવટે તેઓએ આ જુલમ સહન નહી કરી શકવાથી તુરાનના બાદશાહ પાસે શરણુ માંગ્યું, અસલ જુઓ મ ાકેુમુલ ઇ લામ.

મિત્ર ગૈન ! **લા ઇકરાહા ફિદ્દિન** એ કુરાને શરીફની આયાત છે ને તેનો ભાવારથ અમારા (**બ્યાકઇસ્લામ**) ધરમમાં ( કોઇ પણ પ્રકારની ) જબરદસ્તી નથી તે બાબત તમારાથી અજાણ તો નહીંજ હોય ! વરણુત જયારે ઉપર ઘટનાઓમાં તમારા કેહવાના ઇસ્નાઅશરી મતવાળાઓએ જે જબરદસ્તી કરી છે તે કલામે ઇલાહીથી વીરૂધ્ધ છે એમ તમારે માન્ય રાખવુંજ પડશે ને કદાચ તે ઉપરથી તે બયાન જોઇ તમો તમારા મતવાલાની ભુલ જોઇ શકયા હશો ! ને ઇન્સાફની નજરે તમે સાચા ઇસ્લામી હોતો કહો આવો હદ ઉપરાંત જે જુલમ તમારા મઝહબ ઇસ્ના-અશરીના અનુયાયીઓએ નીર્દોષ માણસો ઉપર કીધો તે શું કદી માફ થઇ શકે તેવો છે ખરો ? હવે વીચાર કરો કે બે ગુનાહો ઉપર જુલ્મ ગુજારવો, એક મનના ઘંડલા

કાયદાના આધારે ઇમામની નાયબ ચુંટી કાઢી અગર બેસાડી તેના આગળ સુજદો કરાવવો અને રસુલ (સ.) જેવા પવિત્ર પુરૂષની ધરવાળીઓને બેલગામબની મરજી માફક ગાળો ભાંડવી જેનો પવિત્રા વિષે ખુદાતાલા જાતે કુરઆન શરીફમાં ફરમાવે છે કે વ અઝવાજો હુ ઉમ્મહાતોહુમ " અને પયગમ્બરની સ્ત્રીઓ તેઓની (મોઅમીનોની) માતાઓ છે." (સુરે આહઝાબ આયતબમાં એ ખુલ્લો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેઓને રસુલ (સ.) ના. અસહાબો ઉપર લાનતો કરાવવી મુસલમાનોની ઇબાદત-ગાહ તોડી ફોડી વેરાન કરી નંખાવવી મુસલમાનોના ઉલમાઓના મૈયતો કબરોમાંથી ખોદી કાઢી તેઓનાં હાડકાં બાળી નંખાવવા, ગરીબોનાં મકાનો પોતાના કબજામાં લઇ તેઓને દર-બદર રખડતા કરી મુકવા, એ બધી હકીકતોને કયો મજહબ કયા ફીરકાવાળાઓ વ્યાજબી ગણશે ? શું આ તમારી માન્યતા-વાળા હમદીનો જો થોડો ઝુલમ ગણાય શું તમારાવાળાઓના હાથથી થયેલાં આવા કાળાં કૃત્યોથી એહલે સુન્નત વલ જમાએત વાકેફ હશે ? શું તેઓ દીલની લાગણી આવા બયાનોના વાંચનથી નહી દુઃખાતી હોય ! શું તે તમારા જુલમોને સીતમોને ભુલી ગયા હોય એમ તમો ધારો છો ? ના ! ના ! હજુન પણ તમારા સાથેની તેની કલમી જહાદો ચાલુજ છે, તમારાં ધરમના ભેદ ભરમો તેઓ બાહેર પાડેજ જાય છે. શેરને માથે સવાશેર હંમેશા નીકળયાજ કરે છે. રસુલ (સ) ની ઘેરવાળીઓ તથા અસહાબોને માટે મન ફાવતું બોલી શું તમો રસુલનાં રૂહને નારાજ નથી કરતા ! તમારા મઝહબના તેવા વાજબી ઠરાવેલા અકાયદોથી રસુલ (સ)

તમારા પર રાજી થશે ? ખરેખર તમો ઇસ્લામના સ્થાપક રસુલ ( સ ) ની લાગણી દુઃખાવી છે, દુઃખાવો છો.

રસુલ ( સ વ.) ફરમાવ્યું છે કે જે કોઇ બીજા માણસની લાગણી યાને દીલ દુઃખાવશે તેને એટલું પાપ થશે કે જેટલું પાપ કાઅબાને તોડી પાડનારને થાય જેણે કાઅબાને તોડયો હોય તે ઇસ્લામી તરીકે પોતાને ઓળખાવવા હક ધરાવતો નથી જયારે તમારા મઝહબના ઉલમાઓએ ઉપર લખી બાબતો તમારા માટે વ્યાજબી (રવા રખાવી) સમજાવ્યું છે કે તેનાથી સવાબ હાસલ થાય છે તો તેવી જુલમ કરવાની બાબત ઇસ્લામના માનવંતા પવિત્ર કુરાને શરીફના અંદર કયા પારામાં ને કઇ આયાતમાં ફરમાવી છે તે બતાવવા મહેરબાની કરશો તો તમારો આભાર માનવામાં આવશે કદાચ તમારા ચામડાના કોથળાવાળા કુરાનમાં ઉપરની બીના વ્યાજબી ઠરાવેલ હોય તો તે આયત પણ પબ્લીકની જાણ માટે રજુ કરશો કે જેથી સંતોષ થાય.

**( મઝાહેબુલ ઇસ્લામ પાનુ ૪૪૩. )**

મિત્ર ગૈન તમો બીજાના મઝહબો ઉપર ગલીચ હુમલાઓ કરવા જતાં પહેલાં તમારા મઝહબના પોકલપણાઓ માટે કાંઇ વિચાર નથી કર્યો કે શું ? જુઓ તેમાંની હકીકત તમોને ચશ્મેદીદ (નજરોનજર) થવા અત્રે ટાંકુ છું તે પર જરા ગૌહર ફરમાવશો !

કીતાબ 'વીકાયા દીલપઝીર' માં લખેલું છે કે તમારા મઝહબના અનુયાયી પાદશાહ ગાઝીયુદીન હૈદરવાલીએ અવધના તમારા બેગમે સાહેબુઝમાનની છઠ્ઠીની શરૂઆત કીધી.

(છઠી તે દહાડને કહે છે કે જે બાઇને બચ્ચું પેદા થયું હોય તે બાળકના જન્મકાળથી છઠે દહાડે બચ્ચાંને નવ-રાવી ધોવરાવી પોતે પણ નાહી ધોહી સારાં સારાં કપડાં પહેરી ખુશાલી મનાવે છે.)

તે બેગમ તમારી માન્યતાવાળા ઇમામ મહંમદ મહેંદી સાહેબની જન્મ ગાંઠના દિવસે માસ શાબાનમાં છઠ્ઠી ઉજવતી હતી અને સેંકડો રૂપિયા ખરચ કરી સ્વરૂપવાન છોકરીયો ખરીદ કરી તથા બીજી કોઇ તજવીજથી હાથમાં લાવી તેઓને બાર ઇમામની સ્ત્રીઓ બનાવતી હતી અને અગાઉ થઇ ગયેલી બાર ઇમામોની સ્ત્રીઓનાં નામો તે છોકરીઓનાં રાખી **અછુતી** બનાવતી હતી. (અછુતી તેઓને કહેવામાં આવે છે કે કોઇ પણ પુરૂષના હાથ લગાડવાને અડકેલો ન હોય. અને પાછળથી પણ પુરૂ-ષના સમાગમમાં આવી ન શકે પરંતુ હજરત મૌલા મુરતજા અલી વાસ્તે તેવી અછુત છોકરી બનાવાતી નહોતી (તે ફકત હજરત બીબી ફાતમા તુઝ ઝોહરાની ઇજત ખાતર) મજકુર છોકરીઓમાંની કોઇ જવાન ઉમર લાયક થઇ જવા પછી તેઓના દીલમાં કોઇ સાથે નીકાહ કરવાનો વિચાર ઉત્પન્ન થતો હતો ત્યારે તે બેગમ સાહેબા તેવણને સાદી કરવા માટે અટકાવતી હતી ને બિચારીઓને તે સમજાવતી કે તમે તો પાક ઇમામની બીબીઓ છો તેથી કરી તમારા માટે કોઈ પણ માણસ સાથે નીકાહ કરવો વાજીબ નથી. તમોને બીજા પુરૂષનો હાથ લાગવો તે અદલથી ખીલાફ છે કાનુને ઇસ્લામમાં હરામ ગણાય છે.

ગાઝીયદીન હઇદરના બાદ જે વખતે નાસીરૂદીન ગાદી

ઉપર આવ્યા ત્યારે તેઓએ પણ અગીયાર છોકરીઓ સ્વરૂપવાન જોઇ અગીયાર ઇમામો માટે એકઠી કરી ને વધુમાં તેણે હઝરતે કાસમ ને હઝરતે અબ્બાસ વિગેરે શોહદાઓ (કરબલાના શહીદો) માટે પણ ઈમામો માફક અછુતીઓ મુકરર કરી હતી.

મજકુર બાદશાહ ખુદ તમારા માની લીધેલા ઇમામોના જન્મ દિવસે પોતે ગરભવંતી બાઇના પ્રમાણે દેખાવ કરી જેમ બચ્ચું જન્મતી વખતે બાઇઓને પીડા થાય છે યાને પેટમાં શુળ (પીડ) આવે છે તેમ દરદની તકલીફ થતી હોય તેવો નાટકી દેખાવ કરતો હતો ને સુવાવડી બાઇને છઠ્ઠી સુધી જે ખોરાક આપવામાં આવે છે તે માફક બાદશાહ ખોરાક લેતો હતો અને બધી ક્રીયાઓનું નાટક (મરદ થઇને બાયડીની માફક) સુવાવડી બાઇ માફક ભજવતો હતો. બાદશાહ પાસે એક પુતલું શણગારી રાખવામાં આવતુ હતું. જે છ દીવસ બાદ તે પુતલાને ગોદમાં લેઈ જેમ સુવાવડી ઓરત બચ્ચાંને લઇ લગડતી ચાલે તેવો દેખાવ બાદશાહ કરી તે પુતલા રૂપી બચ્ચાંને ગોદમાં લઈ સુવાવડખાનામાંથી બાહેર આવતો હતો ને આકાશમાં નજર કરી તારાઓ જોતા હતા (કે જેથી તેનો બનાવટી પુતલો તારા મીસાલ તેજવાન થાય) એવી રીતે છઠ્ઠી ઉજવતા હતા.

મ્હારા મિત્ર ગૈન તમારા મઝહબના પોકળપણાનો ભેદ ભરેલો પડદો ખુલતો જોઈ તમો શરમાતા તો હશો ભાઇ! કહો તો ખરા આવી ક્રિયાઓ શું ઇસ્લામી કહેવાય ખરી કે? અગર તમારી માન્યતા તેવી હોય તો કુરાને શરીફની

અ'દર ૬૪ આયાતમાં તે મુજબ કરવા ફરમાવેલું છે તે વીગત લખી જણાવવા જરા તસ્દી લેશો આવી પ્રકારની મન-ઘડત માન્યતાઓ હીંદુઓમાં પણ હસ્તી ધરાવતી નથી એમ સામાન્ય લોકો પણ કહેશે.

ભાઈ અલી રાજન! શું આ તમારા માની લીધેલા ઇમામની આ ગોપીયો ન કહેવાય કે? અરે ભાઈ ગોપીયો તો ફકત શુધ્ધ પ્રેમ ધરાવનારી હતી. તેઓ પોતાનો ઘર સંસાર, પોતાના હક કરેલા પુરૂષો સાથેજ ચલાવતી હતી. પણ તમારા હમ મઝહબી બાદશાહોયે તો તે કરતાં આગળ વધી તમારા ઇમામોની નકી કરેલી અછુતો (ગોપીયો)ને નીકાહ કરવાથી પણ અટકાવી અને તેઓની અસમત બરબાદ કરાવી તથા કુદરતી ફરજ સ્ત્રીઓ ઉપર જે બચ્ચાં પેદા કરવાની છે તેને અટકાયતો કરી, ન માલુમ તેવણ બાનુઓ હક નીકાહમાં હતે તો તેની કેટલી ઔલાદ થઇ હતે તેનો તમે અટકાવ કરાવ્યો!

ઇસ્માઇલી મૈલાના હાઝર ઇમામની અતરાફમાં પોતાના રૂહાની પિતા તરીકે ગણી બેઠેલી ઇસ્માઇલી બાનુઓને ગોપી ચીતરનારાઓ મી૰ અલીભાઇ રાજન આંખો ઉઘાડી અવ-ધમાં થઇ ગયેલા ઇસ્નાઅશરી બાદશાહોની 'અછુતી અબળા ઓનો તવારીથી અહેવાલ ભાઇ જીવે પ્રમાણ ભુત ગણેલી "મઝાહેબુલ ઇસ્લામ" માં વાંચી ઇબરત પકડશો અને બીજાઓ ઉપર ટીકા કરવા પહેલાં શરમથી પોતાનું મસ્તક નીચે નખા-વશો. એમાંજ તમારા પોઝીશનની સલામતી રહેલા છે.

શું તમારો મઝહબ આવી ડોળઘાલુ હિદાયત કરે છે

એ ખરૂં છે ? અને તેને તમો ર્‌વા માનતા હો તો એવી કોઇ ઇસ્લામી કિતાબમાં એવી રીતે કરવા જણાવેલું તમો બતાવી શકશો ખરા કે ? કોઇ પણ બાનુને જબરદસ્તીથી ઇમામની સ્ત્રી (ગોપી) બનાવી તેને નીકાહ કરવાથી અટકાવી હોય ! નિકાહ કરવી તે સુન્નત છે, ત્યારે નીકાહ કરતાં અટકાવનાર તે ઇસ્લામી અકાયદથી વિરૂધ્ધ રસુલ (સ.)ની સુન્નત તોડનાર છે આવું ધતીંગ ! ગજબ ! મારા મિત્ર ગઇન અગીયાર ઇમામો વાસ્તે અછુતો બનાવી પણ મૌલા મુરતઝા અલીના વાસ્તે અછુતો નહીં બનાવી !! હ. કાસમ તથા હ અબાસ માટે અછુતો બનાવરાવવી ને હ. મૌલા મુરતઝા અલી માટે નહીં !! વિચાર તો કરો મી૦ ગેન (કે રોજે કિયામત હ. મૌલા મુરતઝા અલી તેઓને નહીં કહે કે શું હું ઇમામ નહીં હતો કે મારા માટે કોઇ સ્ત્રી અછુત (ગોપી) મુકરર નહીં કીધી? શું તમારામાં સરવે ઇમામો એક દરજ્જા પ્રમાણે ગણાતા નથી ? જો તેવો ચડતો ઉતરતો દરજ્જો તમારા ઇમામો માટે તમે સ્વીકારતા હોતો તે પણ ખુલાસા સાથે લખી જણાવશો.

મી૦ ગૈન ! ખુદાનો ખોફ રાખો. કીયામતના દિવસે રસુલ (સ.) ને શું મોઢું દેખાડશો ! તમારાવાળાઓને કાંઇ શરમ ન આવી કે નર ફીટી નારી બનવાનો નાટક–ધર્મને નામે ધતીંગ ઉભું કર્યું. પોતાને બાઇઓના રૂપનો દેખાવ આપી બનાવટી બાળક પૈદા કરાવી સુવાવડી બાઇના પ્રમાણેની ક્રીયાઓ કરાવી ને જેમ ખરેખર કોઇ બાઇને બચ્ચાં જન્મતા વખતે પિડા થાય, તેવા ઢોંગ ધતુરા કરે એ શું

ઇનસાનીયત કહેવાય! મરદ માણસ થઇ બાયડી બનવું! એ ઉપરથી તો એવું સિદ્ધ થાય છે કે તમારાવાળાઓ ખુદા તાલા પાસે દુવા માંગતા હશે કે અમોને બાઇડી બનાવો કે જેથી અમો છોકરીઓ પેદા કરી ઇમામોની અછુતો (ગોપીઓની) સંખ્યામાં વધારો કરીએ વાહજી વાહ! હું તો ધારૂં છું કે એ તમારા કાનુનને લઇનેજ તમોએ પણ એને ગૈન જીમ ને અઝીઝ રૂપી ખુરખાઓ ઓઢી બાયડી જેવા બાયલા બન્યા હો. તમારા મઝહબની આવી હીદાયતને તેના ઉપરની તમારી પીરાગીરી ઉપર આફરીન છે.

વ્હાલા દોસ્ત મી૦ ગેન હવે તો તમારા મઝહબી એ તેકાદોના પડદા ખુલતા જાય છે તો જરા થોડી હીમ્મત કરી આજ દીવસ સુધી તેવા તમારા માની લીધેલા અગીયાર ઇમામોની અછુતો (ગોપીયો)ની સંખ્યાનો આંકડો બાહેર પાડી તમારી ખરેખરી પીરાઇગીરીની પબલીકને જાણ કરશો! ને ત્યારેજ પબલીક તરફથી તમને વધારે શાબાશી મળશે પણ બિરાદર સાથે સાથે તે પણ જણાવી દેશો કે તેવી અછુતો (ગોપીયો) ને કયા ગોદામમાં બંધ કરી રાખી છે? જે સાથે સાથે તમારા ચામડાના કોથળાવાળા કુરાનમાંથી તેની સાબીતી માટેની આયાત રજુ કરશો અને સાએતી જરૂરની છે કારણ આ તમારી ઉત્તમમાં ઉત્તમ એક ક્રીયા છે, જે માણસો તમારા મઝહબથી અજાણ હોય તે પણ તમારા ખુલાસા વાંચી ઇચ્છા થાય તો તેવા સવાબના કામમાં સામેલ થઇ તમારા ઇમામોની અછુતો (ગોપીયો)માં વધારો કરે. તમારા બંધા દીની બીરાદરોને તેવા સવાબો ખટાવો, ફકત એકલા બાદશાહ ને

તેની બેગમોજ સવાબ ખોટી જાય ને બીજા તમારા હમદીન ભાઇયો રહી જાય. તે એ કાનુનથી વિરૂધ્ધ કહેવાય. મજહબી બાબનોમાં તો ગરીબ ને અમીર સૌનો સરખોજ હક છે.

## ( કિતાબે મઝાહબેબુલ ઇસ્લામ પાનુ ૪૧૯ )

મોલવી કુદરતલ્લાહની તવારીખે જામે જહાંમાં લખ્યું છે કે ઇસ્નાઅશરી મઝહબના માણસો ચારદાહ માસુમની ગણનરી એવી રીતે મનાવે છે કે પોતાની માન્યતાવાળા બાર ઇમામ તથા બીબી ફાતમાતુઝ ઝોહરા તથા હઝરત રસુલ સ. અ. વ. મળી જણ ચોદની માઅસુમોમાં ગણતરી કરે છે પરંતુ એ તદન જુદી વાત છે. ચૌદ માઅસુમો જણાવ્યા પ્રમાણે એ નથી પણ નીચે જણાવ્યા પ્રમાણે ચૌદ માઅસુમો સહીદ (બરાબર) છે.

(૧) મોહસીન બિન હઝરત અલી અ. સ. (૨) અબદુલ્લા બિન ઇમામ હસન અ. સ (૩) જાફર બિન ઇમામ હુસેન અ. સ. (૪) કાસમ બિન ઇમામ હસન અ. સ. ( જેની ઉમર કરબલાના જંગ વખતે ફકત ત્રણ વરસનીજ હતી ) (૫) હુસેન બિન ઇમામઝએનુલ આબેદીન અ. સ. (૬) સાલેહ બિન મહમદ બાકર અ. સ. (૮) અબદુલ્લાહ બિન ઇમામ જાફર સાદિક અ. સ. (૯) યહયા બિન ઇમામ જાઅફર સાદિક અ. સ. (૧૦) સાલેહ બીન મુસા કાઝીમ અ. સ. (૧૧) તઇયબ બિન મુસે કાઝીમ અ. સ. (૧૨) જાફર બિન મહમદ તકી અ. સ. (૧૩) જાફર બિન હસન અસ્કરી અ. સ. (૧૪) કાસમ બિન

મહમદ મહેદી અ. સ. તેજ પ્રમાણે **મરઆતે આફતાબ** નામની તવારીખમાં વળી ચઉદ માઅસુમોનાં નામ જુદા દેખાડયાં છે. એવી ઘણી તવારીખોમાં જુદાં જુદાં નામ રજુ થએલાં છે ને અંદર અંદર મતભેદ પડેલ છે. મીત્ર ગૈન! વિચાર તો કરો આ કેટલું બધું અંધારૂં કહેવાય! તમારા ઉલમાઓએ તમારા મઝહબે ઇશ્નાઅશરીયામાં એટલી પણ સફાઇ નથી કરીને અજવાળું નથી પાડી બતાવ્યું કે ચઉદ માઅસુમો તે કયા સાચા ને કયા ખોટા! માટે આપ તે વીષે પુરતી તપાસ કરી કાંઇક અજવાળું પાડી બતાવશો કે ચઉદ માઅસુમો તે કયા ગણાય! તમારા ઉલમાઓએ તમોને જે ચઉદ માઅસુમ સમજાવ્યા છે તે સાચા કે મજકુર કિતાબે **મઝાહબુલ ઇસ્લામ**ના લેખકે જે જે તવારીખના હવાલાથી લખ્યા છે તે સાચા તે વિષેની ચોખ્ખશે કરી ખુલાસો બહાર પાડો ને મજકુર તવારીખનવેસા જુઠું લખ્યું છે યા સાચું તે પબ્લીકની જાણ માટે બહાર લાવો એટલું તમારે જરૂર માનવું પડશે કે જો તે તવારીખ નવેશે તે ચૌદ માઅસુમો વાળી હકીકત જુઠી લીધી છે તો તે પુસ્તક સતાવાર નહીં ગણાય ને તેની અંદરના બીજા બયાનો પણ શાયદ જુઠાં હોય! ને જો તે પુસ્તકની તે હકીકત જુઠી જણાવશો તો પછી ભવિષ્યમાં કોઇ પણ તમારા લખાણોમાં તમારો મઝાહેબુલ ઇસ્લામનો હવાલો આપશો તો તે ઇતબારને લાયક નહીં ગણાય. મારે આટલો બધો ખુલાસો કરવાની જરૂર એટલા માટેજ પડે છે કે તમો ને તમારી મંડળી બીજાઓના ધર્મ ઉપર હમલો કરવા જતાં મજકુર પુસ્તક

ને અહીં હું તવારીખ સમજી હવાલાઓ આપે ગયા છે. અને હજુ પણ મારી એજ માગણી છે કે આ ચૌદ માઅસુમો વાળી હકીકત જે પણ સતાવાર તવારીખના હવાલાથી સિધ્ધ કરી બતાવો ને જે તવારીખને આપ સાહેબો મુસ્તનદ કરી માનો તે તવારીખમાં જે જે બીજી હકીકતો લખી હશે તે તમારે કબુલ છે, તેમ સ્વીકારાયેલું ગણાશે એમ નહીં થાવું જોઇએ જે તમો પોતાના મતલબની વાતોનાં દ્રષ્ટાંતો તેમાંથી કબુલ રાખો ને તમારા વિરૂધ્ધના લખાણો તેમાં હોય તેના તમે ઇનકાર કરો, એ વાજબી ન કહેવાય ઇન્સાફ કરનારો માણસ પક્ષપાત કદી પણ નહીં કરે ઇતરે ચૌદ માઅસુમો કયા સાચા ગણવા તે હકીકત આ કુરાને શરીફ તથા તમારા આમડાન હોથળાવાળા કુરઆનની આયતો પરથી ખરેખરી વિગતો લેખિત બહાર પાડી ઇસ્લામી આલમ સમક્ષ રજુ કરશો એવી આશા છે.

મી૦ જીમે 'અલ-ઇસ્લામ' માં આપેલા હવાલાઓને તમો સાચા માનતા હો તો ઇસ્નાઅશરીઓ વિરૂધ્ધ તેજ પુસ્તકમાં લખાયેલી બિનાઓ તમોને માન્ય રાખવી પડશે. જો તે માન્યત રાખો તો તે હવાલાઓ અસત્તાવાર ગણાઇ ઇસ્માઇલીઓ વિરૂધ્ધના હવાલાઓ ટાંકીયા વગરના થઇ પડશે.

## મઝાહેબુલ ઇસ્લામ પાનું ૪૫૩.

"નાસેખુ તવારીખ" બીજા પુસ્તકની ચોથી જીલ્દ અલ-એર હરકત અને કિતાબ કાફીમાંથી ઉતારો લાવ્યા છે એક માગુસે ઇમામ જાફર સાદેક અ. સ. થી ઇલમે જફરના

બાબત દરીયાફત કીધી તો ઇમામ જાફર સાદેક અ. સ. એ તે સાએલને ફરમાવ્યું કે તે જફર એક બાકરનું ચામડું છે જે ઇલમથી ભરપુર છે. ત્યાર પછી તે સાએલે ફરીથી ઇમામ સાહેબને પુછ્યુ કે **જામીઆ**ની નાગાસતા શું છે આપે ફરમાવ્યુ કે તે એક સહીફા છે જેની લંબાઇ ૭૦ સીતેર ગજ છે અને પહોળાઇ તેની ઉંટની ટાંગ પ્રમાણમાં છે. તેમાં સરવે બાબતોનો ઇલમ મૈજુદ છે જે માણસને જે બાબત પુછવી હોય તે સરવેનો ખુલાસાવાર ચુકાદો તેમાં દરશાવેલ છે.

નાસેખુ તવારીખના લખાણથી સ્પષ્ટ જણાઇ આવે છે કે **જફરજામેઅ** એક વસ્તુ છે ને તે બારામાં કીતાબે કાફીના પા. ૧૦૩ માં નીચે પ્રમાણે લખેલ છે.

**ફરમુદ કે જફર જામેઅ સહીફે ઇસ્ત કે હફ્તાદ જરાઅ દરાઝીએ આંસ્ત દર અરઝ ચર્મી માનંદ રાને શુતર દુ કુહાન ઇસ્ત.**

કિતાબ સાનકબ તરજમાં લખેલ છે કે અયદુલસતદે લખ્યું છે કે જફર અને જામઓ બે કિતાબો છે તે મુરતઝા અલીના હાથ મુબારકની લખેલી છે એ બેઉ કિતાબોમાં લખેલ છે કે કિયામત સુધી જે જે થવાનુ છે ને થતું રહેશે તે સરવે બાબતોનું વરણુન તેમાં કર્યું છે ને જેટલા ઇમામો તેઓની ઔલાદમાંથી થયા છે તે સરવેને તે ઇલમ હાંસીલ છે.

**( મઝાહેબુલ ઇસલામ પાનું ૪૪૫ )**

નાસેખુ તવારીખની મજકુર જીલદમાં લખે છે કે ઇમામ જાફર સાદેક અ. સ. ફરમાવ્યુ કે મુસહફે ફાતમાની

હકીકત નીચે પ્રમાણે છે. હઝરત રસુલ સ. અ. વ ની વફાત પછી બીબી ફાતમા પંચોતેર દિવસ સુધી જીવતાં રહ્યાં તે વખત દરમિયાન તેવણુ બાનુ ગમગીન રહેતાં હતાં ત્યારે જીબ્રઇલ અ. તેવણુ બાનુના પાસે આવી દીલશોઝી દેખાડી દિલાસો આપતા હતા ને રસુલે ખુદાના મરતબાની વાતો કરતા હતા. તે બાનુને ખબર આપતા હતા કે તમારા પછી તમારી ઔલાદ ઉપર ઘણોજ જુલમ ગુજારવામાં આવશે તે સરવે હકીકત હઝરત અલી અ સ. પોતા પાસે લખી લેતાં એ લખાણનુ નામ **મુસહફે ફાતમા** છે.

બસાએરૂલ દરજાતમાં લખેલ છે કે હમાદ બિન ઉસમાન કહેતા હતા કે હ. ઇમામ જાફર સાદેક અ. સ. ફરમાવતા હતા કે આ મુસહફ હલાલ અને હરામ ને જાહેર કરવાવાળું છે અને ભવિષ્યમાં જે જે થવાનું છે તેનું પણ ઇલમ તેમાં છે ને હીજરી સન ૧૨૮માં (અમલમાં જુઓ) જહુર કરશે તેવું મેં મુસહફે ફાતમામાં લખેલું જોયું છે,

મારા વ્હાલા મિત્ર મી૦ ગૈન! **જામએ જફર** તથા **સહીફએ ફાતમા** જેમાં તમામ ચીજો તથા ઇલમ મૌજુદ છે તે જીબ્રઇલ અ. ના કહેવા પ્રમાણે લખએલ છે અગમ વાણીઓ પણ તેમાં ભાખેલી છે ને તે કિતાબોને આપ સાહેબના ઉલમાઓ પોતાના મઝહબની સતાવાર કિતાબો જ-ણાવી ગયા છે વળી તે બેઉ પુસ્તકો વારસામાં એક ઇમામ પછી બીજા ઇમામ પાસે ચાલતા આવેલાનું જણાવેલ છે ને તેના ઇલમથી સરવે ઇમામો માહિતગાર હતા એવો તમારા વાળાઓનો યકીદો છે ને તે તમારા અગાઉ થઇ ગયેલા ઉલ-

માઓની સનંદોથી સાબિત થતું હોઇ તે બદલ તમોને કાંઇ ચુનોચરા કરવા તમારા માટે રાઇટ નથી. માની લ્યો કે કદાચ હું પણ થોડો ટાઇમ સમજવા ખાતર તમારી તે વાતોને મ-લતો થાઉં કે તે બેઉ પુસ્તકો જરૂર તેવા ઇલ્મથી ભરપુર હોય! ને તેવી ગણતરીપર આવતાં આપણ કબુલ કરવું પડશે કે એ બેઉ બુકો ઇમામ જાફર સાદેક અ. પાસે પણ પહોં-ચેલી હોવી જોઇએ તો તેના ઉપર સવાલ પેદા થાય છે કે જે વખતે હઝરતે ઇમામ જાફર સાદેક અ. મે હઝરતે ઇમામ ઇસમાઇલ અ ને ઇમામત માટે નસ કીધી તે વખતે તે સહીફાઓ (પુસ્તકો) ઉપર નજર ફેરવી હતી કે નહી? કારણ ભવીષ્યમાં જે થવાનું હતુ તે પણ તેમાં લખેલું હતું જો ઇમામ જાફર સાદેક અમે એ બુકોમાં જોઇ તપાસી હઝરત ઇસમાઇલ અ. ને ઇમામતની નસ કરી હોય તો કોઇ કાલ મુસીએ કાઝીમ ઇમામના હકદાર થઇ શકતા નથી કદાચ તમારૂં માનવું એમ હોય કે ઇમામ જાફર સાદક અ, મે તે પુસ્તકો જોયા વીના ઇમામ ઇસમાઇલ અ. ને ઇમામતની નસ કરી હોય તો ઇમામ જાફર સાદેક અ ઉપર એક જાતનો ઇતરાજ થાય છે, કે કેમ જે ઇમામ દુનીયાપર હીદાયત માટે નકી થયેલ છે નહી કે દુનીયાને ગુમરાહ કરવા માટે? કદાચ આપ સાહેબો પોતાનો મન ઘડીત મસલો બદાવાળો પેશ કરો કે પ્રથમે ખુદાનો ઇરાદો હ. ઇસમાઇલ અ. ને ઇમામ મુકરર કરવાનો હતો પણ પાછ-ળથી તમારી માન્યતાના ખુદાના વિચારો ફેરવાઇ ગયા હોય અથવા તો રૂસવત ખાઇ કરી હ. ઇસમાઇલ અ. નો હક

ખોટું તો નજ કહેવાય ! પ્યારા બાઇ ગૈન આપને મારી એટલી પણ અરજ છે કે આપ આ પુસ્તક બહાર પાડયા પછી જવાબ રૂપે જે કાંઇ પણ લખવા ઇચ્છા ધરાવો તો તેમાં તે પણ ખુલાશો બહાર પાડસો કે પહેલાં બે પુસ્તકો **જામેએ જફર** તથા **સહીફએ ફાતમા** કે જેમાં ભુત ભવિષ્ય કે વર્તમાનની વાતો કીયામત સુધીના વર્ણનો લખેલાં છે તેમાં તમારી માન્યતાવાળા ઇમામ હ. મહમદ મહેંદી સાહેબ જે સામરાની ગારમાં ગૈબ થઇ ગયા છે તે હજુ કયાં સુધી ગારમાં રહેશે તે કઇ સાલ તથા કયા જમાનામાં ઝહુર ફરમાવશે. આ બાબત પ્રકાશમાં લાવી અજવાળું પાડવાની જરૂર છે ને તે હકીકત બાહેર પાડશો તો આપનો આભાર માનવામાં આવશે. હાલ તુર્ત તો અસ્સલામો અલયક મિન્નતાબેઇલ હોદા



આ તક ખોહશો નહિ!

આવો લાભ ફરી મળવો કઠિણ છે!

# અલ બુરહાન.

કેટલાક ભાઈઓની ખાહીશને માન આપી

તથા

સર્વ બંધુઓને ઈશ્નાઅશરી ધર્મની પાકળ

માન્યતાથી પરિચિત કરવા

અને

ગરીબ તવંગર સરવ લોકોને સરખો લાભ આપવા

કીમત ઘટાડી માત્ર બે આના રાખી છે.

મળવાનું:—દાસ કાર્યાલય, નીશાનપાડા રોડ, મુંબઈ ૯.

,, સુલતાન એજન્સી. ખડક ખોજા જમાતખાના પાસે. મુમ્બઈ ૩.

છપાય છે! છપાય છે!! છપાય છે!!!

## ખોજાઓ ઈશ્નાઅશરીઓને અર્પણ.

ઘણા ભાઈઓની માંગણી ચાલુ હોવાથી

આવૃતી ત્રીજી.

છાપવાનું કાર્ય ચાલુ કરી દીધું છે.

કીમત ૦)— આનો પોસ્ટેજ જુદું.

ના ઉમેદ થવું ન પડે માટે તાકીદે નામ નોંધાવો.